# ચતુર સુંદર સ્ત્રી

# વિલાસ.

મનોહર રસીક ગરબાવળી.

## બાર ભાગની.

મેળવી છપાવી પ્રસિદ્ધ કરનાર
શા. મંગળદાસ [illegible]રામ બુકસેલર
ઠે. રીચીરોડ—અમદાવાદ.

રીચીરોડના પુલ નીચે આવેલા શ્રીજૈન વિદ્યાવિજય
પ્રેસમાં શા. પોપટલાલ [illegible]એ છાપ્યો
અમદાવાદ નં. [illegible].

સંવત ૧૯૭૭ સન ૧૯૨૧
આવૃત્તિ ૩ જી પ્રત [illegible]
કિંમત રૂ. ૦—૧૨—૦.

# ચતુર સુંદર સ્ત્રી

# વિલાસ.

## મનહર રસીક ગરબાવળી.

## બાર ભાગની.


મેળવી છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. મંગળદાસ જેઇતારામ બુકસેલર.

ઠે. રીચીરોડ–અમદાવાદ.

રીચીરોડના પુલ નીચે આવેલા શ્રીજૈન વિદ્યાવિજય
પ્રેસમાં શા. પોપટલાલ અમથાભાઇએ છાપ્યું
અમદાવાદ નં. ૧૧૬.

સંવત ૧૯૭૭ સન ૧૯૨૧

આવૃત્તિ ઃ ૭. પ્રત ૪૦૦૦.

કિંમત રૂ. ૦—૧૨—૦.

# અનુક્રમણિકા.



## ભાગ ૧ લો.



## ભાગ ૨ જો.

## ભાગ ૩ જો.



## ભાગ ૪ થો.

(



## ભાગ ૫ મો.



## ભાગ ૬ ઠો.

## ભાગ ૭ મો

## ભાગ ૮ મો.

## ભાગ ૯ મો.

## ભાગ ૧૦ મો.



## ભાગ ૧૧ મો.

### લગનમાં ગવાતાં ગીતો

## ભાગ ૧૨ મો.





જ્યારે રામચંદ્રજી તથા લક્ષ્મણજી વનવાસ ચાલ્યા ત્યારે સીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ, તે સમયે રામચંદ્રજીએ કહ્યું કે, તમે પિયેર જાઓ; અથવા અહીં રહો.

## તે વીષેનું ધોળ ૧

મામેરૂં મોઘા મુલનું એ રાગનું, પણ તેમાં એક દોઢ જાસ્તી વળે છે.

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ,
કહે રઘુનાથ; પધારો પીયર પ્યારી.
નહિ તો અહિં રહો સાસરાના રાજમાં, હેતે હળીમળી સાસુ સંગાથ નહી તો જોડી હાથ; પધા. ૧
અમે વસ્તીમાં નહી વસીએ વનીતા, અમે કરશું જઇ વનવાસ.
તમો પામો ત્રાસ. પધા૦ ૧

સાથે રથ કે ઘોડુ નહી રાખીએ, નહિ રાખીએ દાસી કે દાસ;
કોઇ અમ પાસ. પધા૦ ૩

તમે કોસનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક;
લીટી ખેંચો નાક. પધા૦ ૪

અમે વનફળ ખાઇ ખુશીમાં રહીશું કોઇ દિવસ તો કોણ શાક;
વિના લુણ પાક. પધા૦ ૫

વનમાં નથી મંદિર નથી આળીયાં, નથી પહોડવા કાજ પલંગ;
રંગીત નવ રંગ. પધા૦ ૬

કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુંચે અંગ;
એમાં શો ઉમંગ. પધા૦ ૭

વનમાં હીરનાં ચીર તો નહીં મળે, વનમાં નહીં મળે ફુલનાં ફુલેલ
કે તેલ ધુપેલ. પધા૦ ૮

વનમાં નહી મળે શાણી સાહેલીઓ, કરશો કોણ સંગે ખંતેથી ખેલ;
ઉમંગ ભરેલ. પધા૦ ૯

ઉષ્ણકાળે વાશે ઉના વાયરા, એવું દેખીને થાશો ઉદાસ;
જ્યારે જેઠ માસ. પધા૦ ૧૦

વરસે મેઘ ને ઝબકશે વીજળી. તેવે ટાણે તો તરૂ તળે વાસ;
નહી છત્ર પાસ. પધા૦ ૧૧

વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે બહુ ચોર;
જેનું ઘણું જોર. પધા૦ ૧૨

વનમાં વાઘ વરૂને વાંદર જેરાં, ઘણાં વિચરે જનાવર ઘોર;
બચે નહિ ઢોર. પધા૦ ૧૩

મોટા પરવત દેખીને માનની, તને નજરે જોયા નહિ જાય;
દીઠે ખાવા ખાય. પધા૦ ૧૪

તમે રાજકન્યા કાયા કોમળી, તનવાસનાં દુખ ન વેઠાય;
કાયા ટરમાય. પધા૦ ૧૫

ઘરમાં અંધાઇ દેખી ડરો ઘણાં, નથી નીસર્યાં કદી ઘર બાર;
છો નાજુક નાર. પધા૦ ૧૬

તમે છોટી ઉમર વર્ષ સોળનાં, નથી સંકટ વેઠ્યાં લગાર;
તમે કોમળ વાર. પધા૦ ૧૭

પરણી આતાંને પીયર ગયાં નથી, તમને મળવાને ઇચ્છે છે માય;
આપે ચિંત થાય. પધા૦ ૧૮

રાજા જનકજી તમને ઝંખે ઘણા, તેમના સંદેશા આવે સદાય;
તેડાં પાછા જાય. પધા૦ ૧૯

ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહિપાળ;
પુરાવીને થાળ. પધા૦ ૨૦

અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહે તમારી સંભાળ;
ત્યારે તત્કાળ. પધા૦ ૨૧

રૂડી મથીલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિરામ;
છે બાપનું ગામ. પધા૦ ૨૨

ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો શ્યામ;
સુણો રાજા રામ. પધા૦ ૨૩



## પછી સીતાજી બોલ્યા તેનું ધોળ.

### રાગ ઉપરનો.

એવું સાંભળી સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ;
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી.

જુદાં પડવાની વાત વાલા કહો, તે તો બોલ લાગે તીક્ષણ બાણ;
રઘુકુળ ભાણ. સાથે રાખો૦ ૧

સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળો તે પરદેશ,
હું જાણું હમેશ; સાથે રાખો. ૨

તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વેશ,
જટા કરૂં કેશ; સાથે રાખો. ૩

સ્વામી તમેરે સુખી તો સુખ માહરે, તમે દુઃખમાં તો દુઃખ મુજ
દેહ એમાં શો સંદેહ; સાથે રાખો. ૪

જે કોઇ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર અળો ધીક એહ,
મુવા જેવો તેહ. સાથે રાખો. ૫

સ્વામી તમ વિના મંદીરને માળીયાં, ભાસે પરવત મોટા સમાન,
વસ્તી તો વેરાન. સાથે રાખો. ૬

મહાવનમાં ભરી વસ્તી ભાસે, જ્યારે પામીશ દરશન દાન,
તેના નીધાન; સાથે રાખો. ૭

સાસુ સસરાને માત પીતા સહુ, ભલે જીવો કરો રૂડા રાજ,
અને મહરાજ; સાથે રાખો. ૮

સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયર સમાજ,
તેનું નથી કાજ; સાથે રાખો. ૯

સાચું સગપણ જગમાં સ્વામી તણું, બીજો સ્વારથી સઘળો
સંસાર, કુટુંબ પરીવાર; સાથે રાખો. ૧૦

મારા લાડ પાલણ તમે લાલની, બીજો નથી આંસુનો લુનાર,
કે એક આધાર; સાથે રાખો. ૧૧

કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક,
જાણું તજી ટેક; સાથે રાખો. ૧૨

જો કોઇ જળથી જુદી પડી માછલી, રાખે દુધમાં કરી વીવેક,
જીવે પળ એક; સાથે રાખો. ૧૨
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજને પાટ,
હવેલીના ઠાઠ, સાથે રાખો. ૧૩
મને હીરનાં ચીર ગમે નહી, મને ન ગમે ઘરેણાના ઘાટ,
મટાડો ઉચાટ; સાથે રાખો. ૧૪
હું તો તમને દીઠે થાઉ દેખતી, અણુ દીઠે તો આંધળી ભીંત,
જનમની એ રીત. સાથે રાખો. ૧૫
મેં તો સ્નેહ તોડ્યા સહુ લોકથી, બાંધી તમ સંગે પુરણ પ્રીત.
ચોરાયું છે ચીત; સાથે રાખો. ૧૬
જમવું જીવન તમથી જુદાં પડી, હોય વીધવીધનાં પકવાન,
તે વીખનાં નીશાન; સાથે રાખો ૧૭
પડશે તડકાને તાપ વૈશાખના તે તો જાણીશ ચંદ્ર પ્રકાશ,
રહી તમ પાસ. સાથે રાખો. ૧૮
મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ધરશો ન આશ
નીશ્ચે પામું નાશ, સાથે રાખો. ૧૯
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઇ રે નીરાશ,
મુકે પલેતી શ્વાસ; સાથે રાખો. ૨૦
દયા કરી દેવ દલપતરામના, સતી સીતાને દેખી ઉદાશ,
જતા વનવાસ સાથે રાખ્યાં સ્નેહથી. ૨૧

## રામચંદ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનું ધોળ.

### આમેરૂં બાંધ્યા મુલનું—એ રાગ.

સ્વસ્તીશ્રી પુરી લંકા સોહામણી,
જ્યાં રાજે છે જનક કુમારી; પ્રીતમ લખે પ્યારીને. ૧

રહો અખંડ એવાતણુ તમતણા,
એવી આશીશ વચો અમારી; પ્રીતમ લખે પ્યારીને. ૨
ગોરી દૈવના જોગે જુદાં પડયાં
પણ પ્રાણ મારા તુજ પાસ; પ્રીતમ૦
બેસુ બાગ બગીચે કે બંગલે,
રહુ તમ વિના અધિક ઉદાસ પ્રીતમ૦ ૨
તારો સ્નેહ ઘડીએ ઘડી સાંભરે,
તારો ભાવ ભુલ્યો કેમ જાય; પ્રીતમ૦
તારા હેતથી હયડું ભરાય છે,
તે તો લેખણુથી ન લખાય. પ્રીતમ૦ ૩
મારે અર્થે તમે બાળાપણુ થકી,
તજ્યો સઘળો પીયર પરિવાર; પ્રીતમ૦
મારાં લેશ વચન નહી લોપીયાં,
નથી કોપીયાં કદાએ લગાર. પ્રીતમ૦ ૪
તારી નમ્રતા અમ્રતથી ગળી,
વળી શોભીતો શાંત સ્વભાવ, પ્રીતમ૦
જેથી મનની ઉદાસી તરત મટે,
તારા બોલનો એવો બનાવ. પ્રીતમ૦ ૫
ગોરાદે તારા ગુણુ કેમ વીસરે;
કેમ વીસરે વીલાપ ભર્યા વેણુ; પ્રીતમ૦
હેતે વસ્તુ વદન તારૂ વનીતા,
મારાં નીરખવા તલખે છે નેણુ. પ્રીતમ૦ ૬
દિવસે તુજ વિના દિલમાં ગોઠે નહી,
પીવું પાણી કે જમવું અનાજ; પ્રીતમ૦

રાત રોઈને આંખ્યો રાતી થઈ,
લોક પુછે તો આવે છે લાજ, પ્રીતમ૦ ૭

ગોરી મનમાં ધીરજ જરી રાખવી,
કાલે ભાગશે ભવના વીજોગ; પ્રીતમ૦
જેથી રીઝે આપણને જગપતી,
એવો અહોનીશ કરજો ઉદ્યોગ; પ્રીતમ૦ ૮

જે છે વૃદ્ધ પાડોશીઓ શુદ્ધ છે,
તેને પ્રીતથી કહેજો પ્રણામ, પ્રીતમ૦
વાલીપણ મારા મિત્ર પવીત્રને,
કહેજો જરૂરનું હોય જો કામ. પ્રીતમ૦ ૯.

જોઈતી વસ્તુ જરૂર મંગાવજો,
કશી વાતે મુંઝાશો ના મન પ્રીતમ૦
કાલે દેખીશું દીવસ આનંદના,
જશે વીસરી દુઃખ ભર્યાં દીન. પ્રીતમ૦ ૧૦

જે જે પ્યારી તમારી સાહેલીયો,
તેને પણ મારા કહેજો જુહાર. પ્રીતમ૦
સાસુ સસરાની આશીશે સુંદરી,
મળશું ભામની ને ભરથાર, પ્રીતમ૦ ૧૧

વધે સ્નેહ ને સંપ સુજન સાથે,
તેવી તન મન રાખજો ટેવ; પ્રીતમ૦
અમે થોડી હવદે હવે આવીશું;
એમ દલપતરામનો દેવ. પ્રીતમ૦ ૧૨



## ઇચ્છારામ કૃત લાવણી.

ચાલો જઇયે દરશન કરવા, ડાકોરમાં ઠાકોર બિરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાગે છે. ૨૪.
પહેલું દુઃખ બ્રહ્માનું રે ભાગ્યું, શંખાસુરને મારીને;
શંખ નારાયણ બેટમાં બેઠા, વેદ લાવ્યા ચાર વાળીને.
કચ્છ રૂપે સાગર મથીઓ, ચૌદ રત્ન બહાર કાઢીને,
અમૃત તો અમરોને પાયુ, વિખ પાયુ વિષધારીને,
વરાહ રૂપે પૃથ્વી લાવ્યા, આદ્ય નિરંતર આજે છે: દીનોનાથ.
પ્રલ્હાદજીની પ્રતિ પાળવા, નરહર નરસિંહ રૂપ ધર્યું,
હિરણ્યાકસ્યપુ નખે વધેર્યો, વિધિનું વાયક સફળ કર્યું;
વામન રૂપે બળિને ચાંપ્યો, ઇંદ્રિરાયનું કાજ કર્યું:
ક્ષિબિસોજી છડીદાર થૈ ઉભા, બળિ રાજાનું ભાગ્ય ભળ્યું.
ફરશી ગ્રહી નક્ષત્રી કીધી, જય કંકણ બિરાજે છે. દીનોનાથ.
અનેક દુઃખ દેવતાનાં ભાગ્યાં, રાજા રાવણ મારીને;
વિભીષણને લંકા આપી, પથરા પાળજ તારીને.
કૃષ્ણ સ્વરૂપે કંસને માર્યો, ગોકુળમાં ગૌ ચારીને;
મોરલીમાં મહામોહ પમાડયા, ત્રણ લોક નર નારીને.
બુદ્ધ રૂપે જગન્નાથજી, જગમગ જોત બિરાજે છે. દીનોનાથ.
અકળકળા નવખંડમાં વ્યાપી, ઘટઘટમાં તમો રમી રહ્યા;
ડાકોરમાં ઠાકોર બિરાજ્યા, બોડાણાપર કરી દયા.
ગંગાબાઈના ગુણ વધાર્યા, સવા વાલથી ઓછા થયા;
ભક્તિ જાણી સારંગપાણી, ગુગળી પાછા ઘેર ગયા.
આંબલીઓ આરો છે ખારો, લીંબડો મીઠો લાગે છે; દીનોનાથ.
ઊંચુ દેવળ ઊંચુ શીખર પીળી ધજા ફરફરે;

જે દરવાજે નોબત વાજે, રત્નાગર ત્યાં ગરજડે.
ગોમતી તીરે સંગમ તીરે, સંગ આવી ત્યાં પડાવ પડે;
આઠે દહાડે શુક્રવારે, વાલમનો વરઘોડો ચડે.
રણછોડ રસિયો સૌમાં વસિઓ, સૌને માથે ગાજે છે. દીનોનાથ.
ઉત્તર દક્ષિણ પુર્વ પશ્ચિમના, લોક દરશને આવે છે;
મોટા મોટા સંઘવી થઇને, સંઘ ડાકોરમાં લાવે છે.
નયણે નિરખું હઇડે હરખું, રૂપ ઉપર જાઉં બલીહારી;
શંખ ચક્રને પદ્મ બિરાજે, ગદા ધરી છે ગીરધારી;
સાર આભણુ તુળશીની માળા, રાય રણછોડને ચડાવે છે. દીનોનાથ.

## આશારામ કૃત પદ.

તારી ભક્તિ બોડાણાને ભાવીરે રણછોડ રંગીલા.
જમણા હાથમાં તુળશી વાવીરે, રણછોડ રંગીલા.
છઠે માસે તે ટેક ચઢાવીરે, રણછોડ રંગીલા.
મહા મજલો કીધો મધ રાતેરે, રણછોડ રંગીલા.
આવ્યા બોડાણાની સાથેરે, રણછોડ રંગીલા.
દેશ ગુજરાતમાં કરી દયારે, રણછોડ રંગીલા.
વાલો ઉમરેઠ આવીને રહ્યારે, રણછોડ રંગીલા.
ત્યાં તો પગલાં પુજાય છે તારાંરે, રણછોડ રંગીલા.
તમ વીના તે લાગે સહુ ખારાંરે, રણછોડ રંગીલા.
તાંતો પ્રગટ પારખું કીધુંરે, રણછોડ રંગીલા.
આખા લીંમડામાં એક ડાળ મીઠુંરે, રણછોડ રંગીલા.
સહુને દરશન થાય છે સારાંરે, રણછોડ રંગીલા.
જાણું કાળાને લાગે ખારાંરે રણછોડ રંગીલા.
લાભ લેવાને આવ્યા કાળારે, રણછોડ રંગીલા.

કાખા દોડીને ભગત થાય આભારે, રણછોડ રંગીલા.
આશારામને આશરો તારોરે, રણછોડ રંગીલા.
વાલા તારીને પાર ઉતારોરે, રણછોડ રંગીલા.

## શ્રીનાથજીના મહિના.

કારતક માસેરે કહાનજી, મુકી પરદેશ.
હું છું નારીને નાનડી, જોબન બાળેરે વેશ;
ગોકુળ આવો શ્રી નાથજી.
માગશર માસેરે માવજી, વશીયા આભીરે તોડ;
પિંજર લાગ્યા ઝુરવા, આંખે આંસુડાની રેલ. ગો૦ ૨
પોસ સોમેરે દેહડી. તોય સ્નેહ ન વિસરાય;
આડો હીમાળો ઉલટયો, તેથી કંપેરે કાય ગો૦ ૩
માહા માસેરે સેજડી, બીજી વેરણ રાત;
પેઉજી માહેરે ઘેર નહીં, કેમ જાય દિવસ મહારાજ. ગો૦ ૪
ફાગણ ફુલ્યોરે ફુલડે, ફુલ્યાં કેસર કેરાં ઝાડ;
તેનાં છંટાવું છાંટણાં, ઉડે અમીલ ગુલાલ. ગો૦ ૫
ચૈતર ચંપો મોરીઓ, મોરી અરાડે ભાર;
માલણ લાવેરે મોગરા, કાચી કળીનો હાર. ગો૦ ૬
વૈશાખેરે વન વેડીયાં, વેડી આંબલીયાની શાખ;
રસ ઘોળાવુંરે વાટકી, જમીએ કાલી સંગાથ. ગો૦ ૭
જેઠ જાણ્યુંરે આવશે, ના આવ્યા શ્યામ શરીર;
બપૈયારે પીઉપીઉ કરે, મારે હૈયે નવ રહે ધીર, ગો૦ ૮
અસાડેરે ઘન ઉલટયો, માથે ચડયોરે ઘનઘોર;
વીજલડીરે ચમકા કરે, બોલે મધુરા શા મોર, ગો૦ ૯
શ્રાવણ વરસ્યોરે સરવડે, નદીએ નીર અપાર;

કોયલડીરે ટહુકા કરે, બેસી આંબલીયાની ડાળ. ગો૦ ૧૦
ભાદરવોરે ભલે ગાજીયો, વરસે મુશળધાર;
પિયુજી મારા મધુપુરમાં, સાલે સોકલડી અપાર. ગો૦ ૧૧
આસોમાસે દિવાલડી, આવ્યા શામ શરીર;
થાળ ભરૂંરે મોતીડે, વધાવું સુભદ્રાના વીર. ગો૦ ૧૨
બારે માસ પુરા થયા, કહે છે કવિરે કર જોડ;
ગાય તેના પુરજો, કોડે શ્રી રણછોડ. ગો૦ ૧૩

## જીવણ પ્રાણના મહિના.

રથ આવ્યા અક્રુરના, છુટયા નંદ દરબાર,
શબ્દ ભરે છે સુંદરી, વળી જુએ છે વાટ.
રથ જોડીને માધવ ચાલ્યારે, મથુરાંના મારગ ઝાલ્યારે;
ઝાલો ડોકવાળી જુએરે, નેણ ભરીને રાધીકા રૂએરે;
મારા બાળ તે પણના બેલીરે, શું જાઓ છો માયા મેલીરે,
જીવણપ્રાણ છો આતમારામ છો. ટેક. ૧
કારતક મહીને કંથ સિધાવ્યા, રહી ન શકે નારી;
અંતરજામી નથી અજાણ્યા, હંસ ઉડયા રહી હારી,
મેં તો શંભુજીની સેવા ન કીધીરે, મેલી થાપણ ઓળવી લીધીરે.
જીવન પ્રાણછો આતમારામ છો. ૨
માગશર મહીને મેલી ગયા, જઇ બેઠા જગદીશ;
કોઇ સંદેશો લાવે શ્યામનો, તેને ચરણ નમાવું શીશ;
તેને શરણે નમાવું શીશરે, કોઇ દેખાડો જગદીશરે;
હું બનાવું રસોઇ બત્રીસરે, જીવન પ્રાણછો આતમારામ છો. ૩
પોષ મહીનાની પ્રીતડી, જોબનની જંજાળ;
જમણ હતા તે જમી ગયા, ઠાલા મેલ્યા થાળ,

હરીએ ઠાલા મેલ્યા થાળરે, એવી જોબનતણી જંજાળરે;
બાઇઓ સુખે ભજો શ્રી ગોપાળરે, જીવન પ્રાણછો, આત્મારામ. ૪
મહા મહીનાની ટાઢડી, અતિ રાતે અંધકાર,
આચનલોચન વહી ગયા હરીને લશ્કર બંધાવું પાર,
મહા વ્રેહની તે વેદના થાયરે, હુંથી એકલડી ન રહેવાયરે;
મારી થરથર કંપે કાયરે, જીવનપ્રાણછો. આત્મારામ છો. ૫
ફાગણ ફુલ્યો ફુલડે રમતા રાઘવરાય;
આ શું રૂએ સુંદરી, હરી તજી ગયા જમણી બાંહ્ય,
વહાલો સોળશે ગોપીયો માંયરે, કાનુડાને કાંઇ ન કહેવાયરે;
વ્હાલો મુકી ગયા વનમાંયરે, જીવન પ્રાણછો, આત્મારામ. ૬
ચૈતર ચંપો મોરીયો, પીંપળ આવ્યાં પાન,
નાવ્યો નાગર નાવલો, મને તેનું લાગ્યું છે તાન,
મને તેનું લાગ્યું છે તાનરે, મને હરી ભજ્યાની હામરે;
કોઇ દેખાડો શ્રી રામરે, જીવન પ્રાણછો, આત્મારામ છો. ૭
વઇશાખે વાયા વાવલા, મુખનું ઉડયું નુર;
તાપ તપે તનડું તપે, હરી મેલી ગયા છે દુર.
એવો આવ્યો છે માથે ઉન્હાળોરે, એવો કપટી કાનુડો કાળોરે;
મને મુકી ગયો મોરલીવાળોરે, જીવન પ્રાણ છો. આ. ૮
જેઠ જાણ્યું આવશે, વેગે વિઠલરાય;
ચંદન ઘોળું વાડકે, વિંઝણે ઢોળું વાય.
હરીને વિંઝણે ઢોળુ વાયરે. મારી ઘડી પલક જુગ જાયરે;
મારા કાળજામાં કાંઇ કાંઇ થાયરે, જીવણ પ્રાણ છો. આ. ૯
અશાડ ચમકે વીજળી ઘન ગરજે ઘનઘોર;
આંસુડે ભીંજાય મારી સુંદરી, મીઠડા બોલે મોર;

એવા મીઠડા બોલે મોરરે, કરે બપઇયા કલોલરે.
મારૂં જાગે જીવનનું જોરરે, જીવન પ્રાણ છો. આ. ૧૦
શ્રાવણ વરસે સરવડે નહાવું નિરમળ નીર;
પહેર્યા પિતાંબર પોતિયાં, ઓઢણ આછાં ચીર;
હરી ઓઢણ આછાં ચીરરે, આપણ નાહતા જમના તીરરે:
એવી રીતે હર્યાં શરીરરે, જીવણ પ્રાણ છો, આત્મા. ૧૧
ભાદરવો ભલો ગાજીયો, પણ નાવ્યા બળવીર;
ચીર હતા તે હરી ગયા, મારૂં શાને ઢાંકુ શરીર,
મ્હારી ચોચે નજર નહી નાખીયે, વ્હાલે ભરવાડની ગત રાખીરે;
સામળીએ ન જોયું સાખીરે, જીવણ પ્રાણછો આત્મા. ૧૨
આસો માસ ભલો આવીયો; સૌની પુરી આશ;
તોરણ બાંધ્યાં ટોડલે, એમ ગાય હરિજન દાસ.
ઘેર ઘેર મંગળ ગાયરે. ત્યાં થઇથૈઇકાર થાયરે;
શ્રોતા વકતા સંકટ જાયરે, જીવણ પ્રાણછો, આત્મારામ છો. ૧૩

## ગોપીઓની સ્તુતિના મહિના.

( કારતકે કાજળને તજીયું એ રાગ. )

કારતકે કોટી કલ્પના કરીએ ગોકુળીઆમાં ઘેલાં થઇ ફરીએ,
સુખ દુઃખ સર્વે સહીએ, ઓધવ મારી સ્તુતી કહેજો;
દુખરે મારૂં દીલ મધે લેજો. ઓધવ૦ ૧
માગસર મેણાં લીધાં માથે, જીવણજીએ વચન આપ્યાં હાથે;
કે રજની રમીશુ તમારી સાથે; ઓધવ મારી સ્તુતી કહેજો, ૨
પોષે તો ધીરજ મન ધરીએ, કહોતો વહાલા, વિખડાં પી મરીએ,
જીવણવિના જીવન શું કરીએ, ઓધવ મારી સ્તુતી કહેજો, ૩
માહે તો મીત્રી તોડી મારી વાલે મારે કુબજા કરી નારી,

આ શું કીધું મોહન મોરારી, ઓધવ મારી. ૪
ફાગણુ ફીકર કરૂં મનમાં, દીવસ રાત તપે તનમાં,
વિખુટી જેમ હરણી ફરે વનમાં. ઓધવ મારી૦ ૫
ચઇતરે ચીત કરે બાળા, મુકી ચાલ્યા મોરલી તો વાલા;
દરશન તમે દોની નંદલાલા. ઓધવ મારી૦ ૬
વઇશાખે વનમાં કોયલ બોલે, તેથી મારા ત્રણુ ભોવન ડોલે;
જોબન મારૂં જાય છે જકઝોલે. ઓધવ મારી૦ ૭
જેઠે તો જળ ભરીઆં નેણે, બંધન મારા હરીવરને કહેણે;
ખટકે વાલા નાથ તણે મેણે. ઓધવ મારી૦ ૮
અષાડે તો ઇંદ્રધારે વરસે, પીઉ વીના મન મારૂં તલસે;
મોહનવર મેહેર હવે કરશે. ઓધવ મારી૦ ૯
શ્રાવણુ સાંભળ સાહેલી, નમેરા તો નાથ ગયા મેલી;
આકુળીયામાં થઇને ફરૂં ઘેલી. ઓધવ મારી૦ ૧૦
ભાદરવે ભુદર ભેટો હમને, ઝાઝુ હવે શું કહીએ તમને;
વાયદા કરી વાલા અમને. ઓધવ મારી૦ ૧૧
આસો માસે આવી દીવાળી, ઘેરરે આવ્યા મોહન મોરારી;
હળી મળી સઉ સખી દ્યો તાળી. ઓધવ મારી૦ ૧૨
બારેરે માસે રાગે તો કરીયા દાસ રણુછોડ સ્વામી મળીયા;
તેથી મારાં જનમ મરણુ ટળીયાં. ઓધવ મારી૦ ૧૩

## પતીને પરદેશ ન જવા દેવા વિશેના મહિના.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાગ. )

કારતક મહીને અબળા કહે છે કંથને,
હવે શિયાળો આવ્યો સ્વામીનાથજો;
હીમાળુ વા વાશે સ્વામીનાથજો,

શું શોધો પરદેશ જવાનો સાથજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧

માગશર મહિને હોશ ઘણી મન માહરે,
રશીઆ સંગ રમ્યાની માઝમ રાતજો;
ઘુંઘટડો કાઢીરે ઘર આગળ ફરૂં,
પીયુ મેલો પરદેશ જવાની વાતજો.
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં, ૨

પોસે જે અબળાને પીઉડે પરહરી,
તે નારીનાં પુરણ મળીયાં પાપજો;
સાસરીએ રહીને તે શાં સુખ ભોગવે,
મૈયરમાં નવ ગોઠે માને બાપજો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૩

મહા મહીને નવ જઇએ નાથ મુસાફરી,
ઘઉં સાટે જવ લાવો ખોરી જારજો;
ન્હેંચીને જમશુંરે મારા વાલમા.
જરૂર નહી જાવા દેઊં ઘરથી બહારજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૪

ફાગ રમે ફાગણમાં નરને નારીયો,
ઘેર ઘેર નૌતમ કૌતક નવલાં થાય જો;
જે નારીનો નાવલીઓ નાશી ગયો,
કહો તેણે કેમ નજરે જોયું જાયજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૫

ચઇતરમાં ચતુરને પંથ ન ચાલવું,
જો ઘેર નારી ચતુર સુજાણજો;

વાહાલપણે થઇનેરે પીઉને વશ કરે,
નીરધાર્યું તે પડયું રહે પરીઆણુંજો.
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૬
વાવલીયા વાયા તે પીયુ વઇશાખના,
રજ ઉડીને માણેક મેલું થાય જો;
નાથનીનું મોતીરે હીરા હારનો,
કહો પરહાથે તે કયમ ધોયાં જાયજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૭
જેઠે તો પરદેશ જાવું દોહલું,
ધુમ ધીખીને વાય જેવી લુ વાય જો;
કોમળ છે કાયારે મારા કંથની,
વણુ શીચ્યાં જેમ ફુલડીયાં કરમાયજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૮
અંબરધન છાયોરે માસ અષાડમાં,
મોર બોલેને મેહ વરસે મુશળ ધારજો;
કચરાને કાદવરે મચી છે મેદની,
પંખી માળા ભાલે ડારો ડારજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૯
શ્રાવણમાં શીવ પુજને સુખ માગીએ,
વાલાનો નવ થાજો કદી વિજોગજો;
ઉમીઆના સ્વામીજી આપો એટલું,
સાસુના જાયાનો નીત્ય સંજોગજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૦
ભાદરવો ભરજોબનનો ફરી નહી મળે,

વઢી જાશે જેમ નદીઓ કેરાં નીર જો;
એવારે દીવસ એળે નવ કઢાડીએ,
વાત વીચારી જુવો નણુંદના વીરજો,
એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૧૧
આસોના દિવસ તો અતિ રળીયામણા,
ખાવું પીવું કરવા નવલા ખેલજો;
ભેગાં બેસી જમીએ રમીએ સોગટે,
છાતીમાં ભીડીને રાખું છેલજો,
એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૧૨
માસ અધીક અધીકપણે શું કીજીએ,
રહો જોડીને નેણ સંગાથે નેણજો;
જેમ ન છુટે જુટો હાથ બીલોરનો,
દાસ દયાના પ્રીતમ જાણુ પ્રવિણજો,
એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૧૩

## નંદલાલના મહિના.

આવોને નંદલાલ રમવા આવોનેરે,
નિરભે થયા છો નાથ, રમવા આવોનેરે. ટેક.
કારતક તો મેં કષ્ટેરે કાહાડયો, ભર દરીએ જેમ જહાજ.
માગશર મહીને મારગડે મેલી, હવે અમારૂં કોણ છે બેલી;
ગીરધર વીના થઈ ઘેલી, રમવા આવોનેરે. ૨
પોષ માસે જીવન પ્રાણ તજુ છું, લોકડીઆની લાજ લોપું છું.
સંસાર તાજ કરૂં છું, રમવા આવોનેરે. ૩
માહા મહીને મંદીરયાં રે સુના, હરી વિના આસનીયાં સુનાં;
વાહાલા વિના જાય છે જોબનીયાં, રમવા આવોનેરે. ૪

ફાગણે ફગફગતીરે હોળી, અબીલ ગુલાલે ભરાવુંરે ઝોળી;
વાહાલા વિના ખેલે કોણ હોળી, રમવા આવોનેરે. ૫
ચૈતરે મને ચિંતારે લાગી, સુની સેંજલડીમાં ઝબકીને જાગી;
વાહાલાની લેહે મને લાગી, રમવા આવોનેરે. ૬
વૈશાખે વાવલીયારે વાયા, આંખ ઉઘાડી ચોદીશ જોયાં;
આંસુ પાલવડે લોહ્યાં, રમવા આવોનેરે. ૭
જેઠ માસે જગજીવન આવે, વૈષ્ણવ સરવે વધામણી લાવે,
વહાલો મારો કાંઇ ન કહાવે રમવા આવોનેરે. ૮
અષાડે હું અબળા નારી, જોબનં દરીએ પુર છે ભારી,
પિયુનાં વચનને વિસારો, રમવા આવોનેરે. ૯
શ્રાવણ તો સરવડીએ વરસે, નદીએ નીર ઘણેરાંરે ઢગસે:
વહાલો મારો શી રીતે ઉતરશે, રમવા આવોનેરે. ૧૦
ભાદરવો ભર દરીએરે ગાજે, નીલાં વન નવપલ્લવ છાજે:
વહાલો મારો શી રીતે ઉતરશે, રમવા આવોનેરે. ૧૧
આસો માસે દેવ દીવાળી લોક વણે સહુ સેવ સુંવાળી,
વહાલા વિના તે જમે કોણ વાળી રમવા આવોનેરે. ૧૨

## શ્રી કૃષ્ણના મહિના.

કારતકે કૃષ્ણ ગયા મેલી, મારે ઘેર આવો વનમાળી,
કુબજા કેમરે ગમે કાળી, આવો હરી રાસ રમો વહાલા. ૧
માગશર મારગડે રમતાં. ભેળાં બેશી ભોજનીયાં જમતાં;
હવે હરિ કેમ નથી ગમતાં. આવો હરિ૦ ૨
પોષે સોસ પડ્યા અમને, તીકમજી શું કહીએ તમને;
દિલાસા ક્યારે દીધા અમને. આવો હરિ૦ ૩
માઘે માઘા અંધારી રાત્યો ફુલડાંએ બીછાવી ખાટ્યો;

વ્હાલે લીધી મથુરાંની વાટચો. આવો હરિ૦ ૪

ફાગણે ફેરા કરે હોળી, પહેરણ ચરણાને ચોળી;
સુંદડી મારી કેસરમાં રોળી. આવો હરિ૦ ૫

ચૈતર ચિત કરે ચાળા, મધુવન મોરલીઓવાળા;
દરશન દો ડાકોર તિરથવાળા. આવો હરિ૦ ૬

વૈશાખે વાટલડી જોતી, ઉભી રહી ધ્રુશકડે રોતી;
પાલવડે આંસુ લોતી, આવો હરિ૦ ૭

જેઠે જગજીવન આવે, વધામણી સહુ લોકો કહાવે;
વહાલો મારો ક્રુબ્જાએ નવ કહાવે. આવો હરિ૦ ૮

અષાડે અળગા રહી ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વિચારો તે વાત થશે વાંકી. આવો હરિ૦ ૯

શ્રાવણ તો સરવડીએ વરસે, નદીએ નીર ઘણાં ઢળશે;
વાહાલો મારો શી રીતે ઉતરશે આવો હરિ૦ ૧૦

ભાદરવો ભલીપેરે ગાજે, વહાલા થઇ વિહ્વળ તમ કાજે.
વહાલો મારો જરીએ ના લાજે, આવો હરિ૦ ૧૧

આસો માસે આવી દીવાળી, શેવ વાળું કે સુવાળી;
વહાલા વીના આ શી દીવાળી. આવો હરિ૦ ૧૨

## રાધિકાના મહિના.

કહોને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કુણ વાશે.
કે મહીનો દાણી કુણ થાશે, કે જમુનાં જાવા દો પાણી.

કે માગશરે મન મારૂં મળીયું, કે વિખીઆ ભાવ થકી ટળીયું.
કે જેમ લુણ પાણીમાં ભળીયું, કે જમુનાં ૨

કે પોશે શોસ પડયા અમને, વહાલા મારા શું નમીએ તમને,
કે દીલાસા દીધા તે અમને, કે જમુનાં૦ ૩

કે માહે મકર તણે માતે, કે પુલડીયાં વેરની ખાતે;
કે વાહાલાજી મારા મથુરાની વાટે. કે જુમનાં૦ ૪
કે ફાગણે ફેરા ફરે હોળી, કે આછા ચરણા ને ચોળી;
કે ચુંદડી કેસરમાં રોળી, કે જુમનાં૦ ૫
કે ચૈતરે ચતુરા ચિત ધરતી. વહાલાજીના ગુણ ગાતી ફરતી;
કે તોયે મારે વહાલે રાખી નરતી, કે જુમનાં૦ ૬
કે વઈશાખે વાયા વાવલીયા. કે ઘેર પધારો નાવલીયા,
કે દુખડે ધોઉં તારા પાવલીયા કે જુમનાં૦ ૭
જેઠે જગજીવન આવ્યા, કે સઉ લોક વધામણી લાવ્યા;
વાહાલાજી મારા કશુએ ના કાયા, કે જુમનાં૦ ૮
અષાડે અબળા થઈ ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વાચારો હવે વાત થશે વાંકી, કે જુમનાં૦ ૯
શ્રાવણ સરવડીએ વરશે, કે નીર નદીએ ઘણાં ઢળશે;
કે કોયલડી ટહુકલીઆ કરશે, કે જુમનાં૦ ૧૦
ભાદરવા ભલીપેર ગાજે, સખવર ઘેર વલોણું વાજે,
નેતા મારા રૂદીયામાં દાઝે, કે જુમનાં૦ ૧૧
આસોની રજની અજવાળી, કે શેત વર્ણું કે સુંવાળી;
કે વહાલા વિના આ શી દીવાળી, કે જુમનાં૦ ૧૨
કે રાધાના હાથે સોનાની ચુડી, રમતાં દીશે તે રૂડી;
દઃખરે સરવે ગયાં છે છુડી, કે જુમનાં૦ ૧૩

## બહુચરાના મહિના.

ચઈતર ચીત ધર્ણું વાંદુ, નમી નમી બહુચર આરાધુ;
મન મારૂં ગોખે જઈ લાગ્યું, શેવોને શંખલપુર રાખી. ૧
વઈશાખે વાવલીયા વાયા, માજીના ગઢ તણે આવ્યા;

અંબાજીની મોટી છે માયા. શેવોને. ૨
જેઠ તો જુગતી છે સારી, હરીહર પ્રભાકી વારી;
ગોખ ઉપર જાઉં બલીહારી. શેવોને. ૩
અષાડે મેઘ ઘણા ગાજે છત્ર શીર બહુચરને છાજે;
ચોઘડીયાં તો અદ્‌ભુત વાજે. શેવોને. ૪
શ્રાવણ સરવડીએ વરસ્યો, માજીને ભજશો તો તરશો;
નીકર તમે અથડાતાં મરશો. શેવોને. ૫
ભાદરવો ભલીપેરે ગાજ્યો, શેવકને સનમુખે થાજ્યો;
ગુડતાં બાપલડી સહાજ્યો. શેવોને. ૬
આસો માસ આવી દીવાળી, આવ્યાં છે અંબાને કાળી;
ગરબે રમે મોટાં મહાકાળી, શેવોને. ૭
કારતકે કોયલડી બોલે, નાવે માજીને તોલે;
તે જાતાં ત્રીભોવન ડોલે. શેવોને. ૮
માગશર માનસરોવર નહિ, ચાચર આવી ગરબા તો ગાયે;
શેવકની મા કરજો સાહે. શેવોને. ૯
પોસે પ્રીત ઘણી ધારી, પાંડવ લીધા ઉગારી,
કૌરવ સરવ ગયા હારી. શેવોને. ૧૦
માહે તો ગને નથી ગમતુ. મન મારૂં રહે છે ભમતું,
મન મારૂં માજીમાં રમતુ. શેવોને. ૧૧
ફાગણે ફેરા ફરતી હોળી, પહેર્યાં માએ ચરણુને ચોળી;
કેશર બહુ છાંટર્યાં છે ઘોળી. શેવોને. ૧૨
બાર માસ પુરણે તો કીધા, દહીતને દંડ ભલા દીધા:
દેવતા સહુ ઉગારી લીધા. શેવોને. ૧૩
આસો સુદ બીજે બુધવારે, બારે માસ થયા નીરધારે;
વલવની મા કરજો સાહાયે. શેવોને ૧૪

# થોભણદાસના મહીના.

કારતકે કોડામણોરે, શોભી પુનમ કેરો ચંદ વાલા;
રાધા કરે હરીને વિનતીરે, ચરણે રાખો ગોવિંદ વાલા. ૧
માગશર મેલી ગયારે, પીઊ ગયા પરદેશ વાલા;
ભર જોબનમાં ભામનીરે ગમળા બાળેવેશ વાલા. ૨
પોષ માસે પુછામણીરે, સાંભળ સહીયર વાત વાલા;
શ્રીકૃષ્ણ ચાલ્યા દ્વારકારે, સોળસેં ગોપીઓનો નાથ વાલા. ૩
મહા મહીને મન મારૂંરે, ચીતડું વ્યાકુળ થાય વાલા;
શમણાં આવ્યાં શ્રીશ્યામનારે, દીઠા જાદવરાય વાલા. ૪
ફાગણ માસે ફરકીયારે વાગે છે તાલ મરદંગ વાલા;
મધુરીશી વગાડે વાલો વાંસળીરે, હોળી ખેલે ગોવિંદ વાલા. ૫
ચઇતરે ચિંતામણીરે નાખ્યો નવલખ હાર વાલા;
કોઇ લાવે પીઊની વધામણીરે, આપું એકાવળ હાર વાલા. ૬
વૈશાખે વન વેડીયારે, વેડી છે દાડમ દ્રાક્ષ વાલા;
કોયલડી ટઉકા કરેરે, સરો લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહીનાના રણ તપેરે, જેવા ઉનાળાના તાપ વાલા;
લંકામાં જ્વાળા પરજળેરે, ઊભા રહો રઘુનાથ વાલા. ૮
અશાડ માસ ભલે ઉલટયોરે, થાય વીજળીઓના વેગ વાલા;
બહીરે ઉલટી બેની વાદળીરે, વરસ્યા બારે મેઘ વાલા. ૯
શ્રાવણ વરશે સરવડીરે; નદીએ નીરમળ નીર વાલા;
ભીંજે તે રાતી પદમણીરે, ભીંજાય દક્ષણી ચીર વાલા. ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે, શીતળ થયાં શરીર વાલા,
ગોરાદે ભીંજાયાં ભર આંગણેરે, પીઊડા ભીંજાય પરદેશ વાલા. ૧૧
આસો માસે દીવાળડીરે, સુંદરી સેજે શણગાર વાલા,

લીલાવટ ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હાર વાલા;
બારે માસ પુરા થયારે, આવેલો અધીક માસ વાલા;
ગાય શીખે ને સાંભળેરે, વિનવે શોભણદાસ વાલા.

## અંબીજીના મહીના.

કારતક માસે કરૂણા કરો મુજ માતરે મા અંબાજી,
અલબેલી અંબા સાંભળ મારી વાતરે મા અંબાજી. ૧
તારા દરશનની મને મોટી અંબા આશરે મા અંબાજી,
મા અહોનીશ કરજો ગોઢે હૃદાએરે વાસરે મા અંબાજી. ૨
માગશર માસે મન મળવા અકળાયરે મા અંબાજી,
તારી પ્રચ્છા કરતાં અંબા દીન વહી જાયરે મા અંબાજી. ૩
દીન વહી જાયને આશા મુજને મોટીરે મા અંબાજી,
તારા રંગમંડમાં હું નવ આવી લોટીરે મા અંબાજી. ૪
પોષ માસે મુજને મળવા મોશરે મા અંબાજી,
મુજ રાંક ઉપર શો ધરવો માજી રોશરે મા અંબાજી. ૫
રોશ ન ધરીએ તમે દેવી છો દયાળરે મા અંબાજી,
જેવું નામ ધરાશે શેવકજન પ્રતીપાળરે મા અંબાજી. ૬
મહા મહીને કાંઇ વરત સાંભળ્યા તમારારે મા અંબાજી,
મા શું જુઓ છો કુડાં કરમ અમારાંરે મા અંબાજી. ૭
કુડા કરમની કરણી છે મધ્યાનરે, મા અંબાજી.
તારા દરશનનું મને મોટું અંબા ધ્યાનરે મા અંબાજી. ૮
ફાગણ માસે ફરી ફરી ઉલટે અમરે મા અંબાજી,
રંગ ભર્યા મનડાં નવ કરશો ભંગરે મા અંબાજી. ૯
ભંગ ન કરશો તનડું અમારૂં તલખેરે મા અંબાજી,
ચીત અમારૂં ચરણે આવી અટકેરે મા અંબાજી. ૧૦

આસો માસે અરજ સાંભળો વહેલીરે મા અંબાજી
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે મા અંબાજી ૨૩
હેલી કરીને પુરો મનની આશરે મા અંબાજી
સેવકજનને તેડો તમારી પાશરે મા અંબાજી ૨૪
માસ બારે પુરણ કીધા માતરે મા અંબાજી
મા વીશમપરી વિશ્વાસ ન કરશો વાતરે મા અંબાજી ૨૫
તેરમો મહીનો પુરૂષોતમ કહેવાયરે મા અંબાજી
મા હરી પ્રતાપે પુરૂષોત્તમ સહુ ગાયરે મા અંબાજી ૨૬
આરાસુરમાં નીત આનંદ થાય રે મા અંબાજી
કરજોડીને બાપુ સેવક ગાયરે મા અંબાજી ૨૭



# ભાગ ૨ જો.

## સીતાજીના મહીના રાગ સાખીઓ.

મારા શામ સુંદર રામરે, કેને આશરે રહીએ;
મારા પલ માની પ્રમાણુરે, લલના સંગ લહીએ,
ઘર બાર અલગ ઘનસ્યામરે, મારા સમ નવ જઇએ. ટેક. ૧
કારતક કેમ કરી કાઢીએ, જુગ જેવી પળ જાય;
તાગથી જેમ તોડીએ, પણ મળવાને મન અકળાયરે. મા૦ ૨
જોબન દરીઆ ઘુઘવે, પીયુ દેશાવર દુર.
અણુજાણ્યા અનુભરી, તે શું નીરનું જાણે નુરરે; મા૦ ૨
માગશરે ઘેર વિજોગની, પીયુ પરદેશ પ્રયાણ
ખતાયે અળગુ ઓળાયું, જેના પરવશ પડીયા પ્રાણુરે મા૦ ૩
જળથી જુદી માછલી રાખો કરી વિવેક.
વારૂં મારા વાલમા, એવા પ્રાણુ ન રહે પળ એકરે. મા૦ ૪
પોષે પ્રીતમ પ્રીતડી વીરહ બાણુ વા વહાય;
એ ગાયલનો અંત નહીં, એનું તન તરફડીયાં ખાયરે. મા૦ ૫
ખાવું પીવું ખેલવું, ઓઢણુ ને પે'રણુ અંગ;
બોલવું ચાલવું બેસવું, એને પોઢવું ન ગમે પલંગ. મા૦ ૬
માઘે મન તલસે ઘણું ઝુરે વીજોગણુ નાર;
લક્ષ વિંછીની વેદના ઉપજે ચીતમાં અનેક વિચારરે મા૦ ૭
ફાગણુ હોળી ફાલની, ફાગ રમે સહુ કોય;
એક હોળી મારે આંગણે, બીજી હૈયે હોળી મારે હોયરે. મા૦ ૮
ભીતરમાં ભડકા બળે, અંગમાં બળે વિરહ ઝાળ;
લક્ષ્મા મારે વીષવીષે, જેને ડસીઓ વીરહ વ્યાધી વ્યાળરે. મા૦૯

ચઈતર ચકોર ચીતની, શશી વીદેશી શામ;
ભરજોબનમાં એકલી, આતો દાઝયા ઉપર જેમ ડામરે. મા૦ ૧૦
સુભાગીઓ જે સાસરાં, સજોડ સ્નેહ સમીત,
કવમ કરી વસીએ એકલાં, રાણી જાયા જનમની એ રીતરે ૧૧
વા વાયા વઇશાખના, આંબે આવી શાખ;
ભોગી ભમે વીદેશમાં, થાય હૃદય બળી બળી ખાખરે. મા. ૧૨
મુગાને સ્વપ્ન થયું મનમાં રહી મુંજાય;
પ્રીતિનું તો પારખું જે જીભે કહ્યું નહી જાયરે. મા. ૧૩
જેઠ તણા તડકા પડે, લાય જેવી લુ વાય;
સુનાં મંદીર માળીયાં, સુની સેજડી ખાવા ધાયરે. મા. ૧૪
જાય ન રજની દીન જતાં, ગેતાં ગયે દીન ન જાય;
વીરહ દુઃખ મહા દેહનાં, એતો નજરે જોયાં કેમ જાયરે. મા. ૧૫
અસાડ ઝબકે દામની, ઘન ગરજે મનમાંય:
બપઈયા પીઉ પીઉ કરે, સુણી વિરહેણી વ્યાકુળ થાયરે. મા. ૧૬
દેવ દાનવ પશુ પક્ષી, માનવ તો કોણ માત્ર;
જીવતાં પ્રેમ જોગીયું, વિરહ વિરહીજન ગાયરે. મા. ૧૭
શ્રાવણ વરસે શુરવડે નદીએ આવે નીર;
લીલી ભુમી ભાસે ભલી, ગાજે ઘનવર ઘોર ગંભીરરે. મા. ૧૮
ઘોર અંધારી રાતડી, ઝરમર વરસે મેહ;
આંખેથી આંસુ ઢળે, જેનો સ્વામી ગયો તજી સ્નેહરે. મા. ૧૯
ભાદરવો ગાજે ભલો રાજવી સઉ વઇભોગ;
રંગમાં રઉરવ રોગ એ, જેને વાહાલાનો થાય વીજોગરે. મા. ૨૦
ચંપા ચંબેલી મોગરા, નવપલ્લવ વન વહાય;
વીરહણી જાત જવાસીઓ, તે તો શોશે સુકાઈ જાયરે. મા. ૨૧

આસો આવ્યાં નોરતાં, રમે રમે નરનાર;
દીવસ દીવાળી દોહલાં, તે તો જાણે જગત કીરતાર. મા. ૨૨
દંપતી અંગ ઉમંગમાં, ગાનતાન ગીત રંગ;
અંગરાગ અદ્‌ભુત થયા જયજયકાર જણાવે અનંગરે. મા. ૨૩
મનમોહન અધીક માસથી, થાય પ્રભુ પરસન;
સંગ સીતા જેમ રાખીયાં, તેમ ટળે વિરહ વ્યાધી દનરે. મા. ૨૪

## લાલજીના મહિના.

લાલજી કારતક મહીને રથ જાદવરાયે જોતરયા,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧
લાલજી માગશર મહીને મેહેલી મથુરાં ગયા,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૨
લાલજી પોષ મહીને પોપટ બેઠા પાંજરે,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૩
લાલજી માહા મહીનાની સેજલડી સુની પડી,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૪
લાલજી ફાગણ મહીને ઘેરઇયો ઘેરીઓ,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૫
લાલજી ચૈત્ર મહીને ચતરભુજ ચાલ્યા ચાકરીએ,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૬
લાલજી વૈશાખ મહીને વાયે હીંડોળા ઝુલતા,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૭
લાલજી જેઠ મહીને જુગજીવન ઘેર આવીયા,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૮

લાલજી શ્રાવણ મહીને શરવડેથી વરશીઓ,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૯
લાલજી ભાદરવો તો ભલી પેરે ગાજીઓ,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૦
લાલજી આસો માસે દિવાળી ભલે આવીયાં,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૧
લાલજી ફુલવાડીમાં રંગી વાલમ લાકડાં,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ ૧૨
લાલજી તેનાંરે ઘડાવું નવરંગ પાવડીઓ,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૩
લાલજી પાવડીઓ પેહેરીને માહારે મોલે આવજો,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૪
લાલજી પાવડીએથી રડયા ખડયા તો ભલે પડયા,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૫
લાલજી ભણતી ઝણતી બોલું છું પણ ઘણી ખમા,
ઓ લાલ વેહેલા આવજો હો લાલ. ૧૬

## શ્રી કૃષ્ણના દશ અવતારનો ગરબો.

મારા કૃષ્ણરે લોલ કૃષ્ણ તે કંઠ કેરૂ ઝુમણુંરે લોલ;
હરી હૈયા કેરા હાર મારા વાલારે કૃષ્ણ વગાડે રૂડી
વાંસળીરે લોલ ટેક;
મારા કૃષ્ણજીરે લોલ પહેલે રૂપે કાનજીરે લોલ,
ધર્યો મચ્છ તણો અવતાર મારા વાલારે મચ્છે સમુદ્ર ગળાયોર;
વાલે આર્યો સંખાતે સુર દઇત મારા વાલારે. કૃષ્ણજી. ૧

મારા કૃષ્ણજીરે લોલ બીજે તે રૂપે કાનજીરે લોલ,
ધર્યો કચ્છ તણો અવતાર મારા વાલારે;
કચ્છે સમુદ્ર મથન કર્યોરે લોલ મેરૂનો રવૈયો મારાવાલારે;
સમુદ્રની ગોળી કરીરે લોલ તુમે ગોપીનો નાથ મારા વાલારે,
શેષનાગનાં નેત્રાં કર્યાંરે લોલ કહાડયાં તે ચઉદ રતન મારા વાલા
વાલારે. કૃષ્ણજી. ૨

મારા કૃષ્ણજીરે લોલ ત્રીજેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો વારાહ તણો અવતાર માલા વાલારે,
પૃથ્વી લઇ દાઢ ઉપર ધરીરે લોલ પેઠા તે ચાપ પાતાળ મારા
વાલારે. કૃષ્ણજી. ૩

મારા કૃષ્ણજીરે લોલ, ચોથેને રૂપે કાનજીરે લોલ
ધર્યો નૃસિંહ તણો અવતાર મારા વાલારે.
સ્થંભ ફોડીને પ્રકટ થયારે લોલ માર્યો હીરણ્ય તે કંશ
દઇત મારા વાલારે, ઉગાર્યો પહેલાદ ભક્તનેરે લોલ
હેવા ભકતવચ્છળ છો નાથ મારા વાલારે. કૃષ્ણજી. ૪

મારા કૃષ્ણજીરે લોલ પાંચમેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો વામન તણો અવતાર મારા વાલારે;
ત્રણ ડગલાં પૃથ્વી ભરીરે લોલ બળી ચાંપ્યો પાતાળ મારા
વાલારે કૃષ્ણજી. ૫

મારા કૃષ્ણજીરે લોલ છઠેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો ફરશુરામનો અવતાર મારા વાલારે ફરસી તે લીધી
હાથમાંરે લોલ છેદ્યાં ક્ષત્રીયોનાં શીષ મારા વાલારે,
જનનીને હાથે હણીરે લોલ વાળ્યાં પીતાનાં વેર મારા વાલારે
કૃષ્ણજી. ૬

મારા કૃષ્ણજીરે લોલ સાતમેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો રામચંદ્રનો અવતાર, મારા વાલારે સીતા લઇ વન
વન નીસર્યાંરે લોલ શેતુ બાંધ્યો છે પહાણ મારા વાલારે રણમાં તે
રાવણ રોળીયોરે લોલ, આપ્યાં વીભીષણ રાજ મારા
વાલારે. કૃષ્ણજી. ૭
મારા કૃષ્ણજીરે લોલ આઠમેને રૂપે કહાનજીરે લોલ,
ધર્યો કૃષ્ણ તણો અવતાર મારા વાલારે,મથુરામાં હરી પ્રગટયારે લોલ
ગોકુળ કીધો છે વાસ મારા વાલારે.
માર્યો તે મામા કંશનેરે લોલ, ગોપી લડાવ્યાં લાડ મારા વાલારે,
માતા પીતા છોડાવીયારે લોલ આપ્યાં ઉગ્રસેનને રાજ મારા
વાલારે. કૃષ્ણજી. ૮
મારા કૃષ્ણજીરે લોલ, નવમેને રૂપે કાનજીરે લોલ, ધર્યો બુદ્ધ
તણો અવતાર મારા વાલારે, જપમાળા કરમાં ધરીરે
લોલ લીધું છે મુનિવ્રત્ત મારા વાલારે. કૃષ્ણજી. ૯
મારા કૃષ્ણજીરે લોલ દશમને રૂપે કાનજીરે લોલ ધર્યો
પૃથ્વી તો રસાતાળ મારા વાલારે કૃષ્ણજી. ૧૦
મારા કૃષ્ણજીરે લોલ, ગાય શીખેને સાંભરે લોલ, પામે
તે વૈકુંઠ વાસ મારા વાલારે મેહેતો નરસૈ વીનવેરે લોલ,
રાખો ચરણ કમળની પાસ વાલારે. કૃષ્ણજી. ૧૧

## સીતાની કાચળીનો ગરબો.

(પરમેશ્વરીને પાએ પડીહો બહુચરી કહુ કળીજુગનાં કર્મ એરાગ)

કેકઇ ક્રોધમાં બોલીયાં હો બહુચરી રામઃલક્ષમણ વન જાય,
પહેલું તે વન રામે મેલીયું હો બહુચરી સીતાએ રોપ્યાં વૃક્ષ,

અમં-ા ટમરા રાપીઓ હો બહુચરી, રાપ્યાં છે દાડમ દ્રાક્ષ. ૨
રાજા રાવણનો મરઘલો હો બહુચરી, વનફળ ચરી ચરી જાય.
ચરતાં સીતાએ ભાળીયો હો બહુચરી વનફળ ચરી જાય,
ગ નાં સીતાએ ભાળીયો હો બહુચરી, કાંચલડી સીવડાય. ૩
સાત સોનાનો કંચનો હો બહુચરી, ચામડાંમાં શો સાર,
કની કાકાનો કટમમાં હો બહુચરી, નહી મામાને મોસાળ, ૪
નહી મહીયરમાં બંધવો હો બહુચરી, કોને ચડાવું પાડ.
સીતા મહીયરનાં પાતળાં હો બહુચરી, કોણ લડાવે લાડ ૫
સીતાના બોલ સાંભળ્યા હો બહુચરી ધનુષ્ય લીધું હાથ.
પહેલુ તે બાણુ રામે કીધું હો બહુચરી જઇ પડયું દરીયા સાથ ૬
બીજે તે બાણે મૃગ મારીયો હો બહુચરી ધાજો હો લક્ષમણ ગાર.
સીતા કહે જાઓ દીયેર હો બહુચરી, હણ્યા તમારા બીર ૭
ઘેલી સીતા ઘેનુ ન બોલીયે હો બહુચરી રામ હણ્યા કેમ જાય,
આણુ આપી છે શ્રી રામની હો બહુચરી લક્ષ્મણ વાસે ધાય ૮
રાવણ આવ્યો જોગી વેરાગી હો બહુચરી ભીક્ષા દો સીતા માય,
આણો આપી છે શ્રીરામની હો બહુચરી ભીક્ષા આપી નવ જાય. ૯
એક પગ મુકો આણમાં હો બહુચરી, બીજો તે આણો બહાર:
ખાંધે મુકીને રાવણ ચાલીયા હો બહુચરી હરી છે સીતાનાર ૧૦
મૃગ મારીને રામ લાવીયા હો બહુચરી, નાંખ્યો મઢીની બહાર:
સુનાં મંદીર દીસે માળીયાં હો બહુચરી, ક્યાં ગઇ સીતા નાર. ૧૧
રામ રૂવે લક્ષમણ રીઝવે હો બહુચરી ઘેલા ન રોશો રામ,
સીતા સરીખી પરણાવશું હો બહુચરી, સીતા ધરાવશું નામ, ૧૨
જળજળ કમળ ના નિપજે હો બહુચરી. વનવન અગર ના હોય,
ઘેરઘેર સીતા ના નીપજે હો બહુચરી બંધવ વીચારી જોય. ૧૩

રામે તે પાનબીડાં ફેરવ્યાં હો બહુચરી, કોઈ છે બળીઓ જોધ,
બીડું જીતે હનુમાનજી હો બહુચરી લાવું સીતાની શોધ. ૧૪
કામ થેકી ઉપડયો હો બહુચરી, ગયો લંકા મોઝાર;
જોયાં ચોરાશી ચઉટાં હો બહુચરી જોઇ જોઇ તો બાવન બજાર ૧૫
જોયાં મંદિર જોયા માળીયાં હો બહુચરી, જોયું રાવણનું રાજ
કંઇ સીતા દીઠાં નહી હો બહુચરી, ગયો પાણીઆરીને ઘાટ ૧૬
બાઈ પાણીયારી તને વીનવું હો બહુચરી, કયાં છે સીતા માય:
અશોકવાડી ઝાડવે હો બહુચરી આશોપાલને ડાળ, ૧૭
ત્યાંથી હનુમંત આવીયો હો બહુચરી અશોક વાડી મોઝાર,
પડતી મહેલી મુદ્રિકા હો બહુચરી, લીધી તે સીતા નાર. ૧૮
મુદ્રાકા મારા રામની હો બહુચરી કયાંથી લાવ્યો હનુમાન,
કોને તને જોવા મોકલ્યો હો બહુચરી કોણે આલ્યાં એંધાણ. ૧૯
રામે તે જોવા મોકલ્યો હો બહુચરી લક્ષમણ આલ્યાં એંધાણ;
ભાળ લેવા હું આવીયો હો બહુચરી પંચવટી પ્રમાણ. ૨૦
તરશે તે હશે ભાઇ સાવજ હો બહુચરી તાઢાં તે નીર પીજ્ન,
ભુખ્યા તે હશે ભાઈ સાવજા હો બહુચરી પડયાં પડયાંજ વનફળ ખા ૨૧
ઓઝોટેને ઝુપાટ હો બહુચરી, ખંખેરીને ખાય;
માળી તે આવ્યો માથુ કુટતો હો બહુચરી, રાવણ પાસે જાય. ૨૨
રાવણ બળથી બોલીયો હો બહુચરી, મારો બળીને બાણ;
મારજો લોઢેને લાકડે હો બહુચરી, મારજો એરણ ઘાય ૨૩
કુંભકરણે બાથા બીડીયા હો બહુચરી, મારયું બળીને બાણ;
ઇંદ્રજીતે બાથા બીડીયા હો બહુચરી, કે હું વાળુ એનો ઘાણ. ૨૪
નહી મરૂ લોઢેને લાકડે હો બહુચરી, નહી મરૂ એરણને ઘાય,
સાચું તે બોલ ભાઈ સાવજા હો બહુચરી, સેણે તજે તું પ્રાણ. ૨૫

બધી લંકાનાં ગોદડાં હો બહુચરી, સહસ્ત્ર ઘાણીનું તેલ;
મારે તે પુંછડે બાંધજો હો બહુચરી અગ્ની તેમાં મેલ. ૨૬
મોત વાંદરાનું તે થકી હો બહુચરી ચેતુ તે મનમાં જડ;
ત્યાં થકી ઉપડયો થેકડે હો બહુચરી બાળ્યા જઈ બેઠો લંકાગઢ. ૨૭
બાળ્યાં ચોરાશી ચઉટાં હો બહુચરી બાળ્યાં છે બાવન બજાર,
રાખ્યાં વિભીક્ષણ ખોલડાં હો બહુચરી, આસોપાલવને ડાળ. ૨૮
લંકા બળે અતુલથી હો બહુચરી હનુમાનને હસવું થાય;
જુના તે ગઢને ગાદરે હો બહુચરી નાગર નરસઇયો ગાય. ૨૯

## અંબાજીનો ગરબો.

( ગોરમાનો ગરબો રાગ. )

હુંતો ગણુપત લાગુ પાય કે ગાઉ ગરબો આરાસુરી તણોરે લોલ,
આરાસુરમાં બેઠી માત કે મહિમા અતિ ઘણોરે લોલ. ૧
માને પારે આવે લોકકે દુર બહુ દેશથીરે લોલ;
આવે બાળ જોબનને વૃદ્ધ કે અતી ઘણે હેતથીરે લોલ. ૨
માજી દીવસમાં ત્રણ રૂપ કે ધરે અતી શોભતારે લોલ.
જોબન બાળ અને વળી વૃદ્ધ કે આયુષ ઓપતારે લોલ. ૩
માને છત્ર સોનાનું છાજે કે રત્ન ઝુલ છેરે લોલ;
ફરતી હીરાની છે કોર કે છત્ર અમુલ્ય છેરે લોલ. ૪
કેશરી ઉપરં બેઠી માત કે સહુ આયુધ ધરેરે લોલ,
કોટી સુરજ ઝાંખા થાય કે લેલાટે આડ કરીરે લોલ. ૫
માને શોભીતા શણગાર કે શોભા શી કહુંરે લોલ,
માનો શેષ ન પામે પાર કે હું તે શું લહુંરે લોલ, ૬
માને કંઠે એકાવળ હાર કે શોભે અતી ઘણોરે લોલ,

માને બાંહે બાજુબંધ કે ચુડો સોના તણોરે લોલ. ૭
હિરા રત્નતણી કંકણીઓ કે ચુનીઓ મહિ અતિઘણીરે લોલ;
સાચા મોતીના ગળુબંધ કે મધ્યે છે મણીરે લોલ. ૮
માને કાને કલાફુલ કે નાકે વાળી શોભતીરે લોલ,
માનો સેંથો પુર્યો અનુપ કે દામણી ઓપતીરે લોલ. ૯
માને દશે આંગળી વેઢ કે ઝાંઝર ઝમઝમેરે લોલ.;
કડાં કાંબીને તોડા કે ઝાંઝર ઝમઝમેરે લોલ; ૧૦
માને ચણીયો ચોળીને ચીર કે ઓઢી ચુંદડીરે લોલ,
માના ચોક વચે સહુ નાર કે ફરે ફુદડીરે લોલ. ૧૧
માને ઘીની બળે છે જોત કે જોઇ રવી ક્ષોભતોરે લોલ;
માનુ તેજ જોઇ મન માંહે હું તો લોભતોરે લોલ. ૧૨
માના દરસનથી દુખ જાય કે પાપ સહુ બળેરે લોલ;
શું કહું મંડપની શોભાય કે મુખમાં અમી ઝરેરે લોલ. ૧૩
માને માનસરોવર સાર કે માંહી અમૃત ભર્યુંરે લોલ;
તેમાં જે કોઇ જઇને નાહ્ય કે તેહેતું કામ સર્યુંરે લોલ. ૧૪
શું કહું સ્થાનકની શોભાય કે કામ મીનના તણુંરે લોલ,
માનો પુનમ સંઘ ભરાય કે શું વર્ણન કરૂંરે લાલ. ૧૫
ફરતી બંગલાને બેઠકો કે અતિ ઘણી ઓપતીરે લોલ;
માને સનમુખ છે એક વાય કે સુંદર શોભતીરે લોલ. ૧૬
ત્યાંથી ચાલ્યા ઉત્તર માંહ્ય કે મંદીર બાગ છેરે લોલ;
શું કહું આરાસુરની શોભાય કે રચના અથાગછેરે લોલ. ૧૭
માને સુરીજન મુનીજન સેવે બ્રહ્મા ધ્યાન ધરેરે લોલ;
માને નીશદીન સનમુખ કે તે સ્તુતી કરેરે લોલ. ૧૮
માનો ગરબો જે કો ગાય કે નીત્ય પાઠ કરેરે લોલ;

કોટીક પાપ પ્રલે થાય કે તે મેહેર તારેરે લોલ. ૧૯
માજી શેવક જાણી તારો કે કરૂણા કીજીએરે લોલ;
માજી દીન સેવકની વીનતી કે ઉરમાં લીજીએરે લોલ. ૨૦
માજી ગુણ ગાવા નીશ દીન કે બુદ્ધી આપજોરે લોલ;
સુણી રણછોડદાસની વીનતી કે શરણે રાખજોરે લોલ. ૨૧

## બહુચરાજીનો ગરબો.

સરસ્વતી માતને વિનવું, કરજોડી કહુ છું; હાંહાંરે કરજોડી કહું છું.
મેહેર કરો મુજ દાસને તમ શરણે રહું છું, હાંહાંરે તમ૦ ૧
શેહેર તે વિરજ ક્ષેત્રની શોભા છે સારી; હાંહાં.
વરણ અઢાર વાસો વસે વસ્તી છે ભારી હાંહાં ૨
ધર્મરાજ ગાયકવાડનું લાગે છે સારૂં. હાંહાં
સહુ નામે સુખચેનમાં જોઇ મન હીસે મારૂં હાંહાં ૩
જનસાફ કરે એ રીતથી નહી વાલો વેરી; હાંહાં
બ્રાહ્મણ સહુ આશીશ દીયે કરે શેરી શેરી. હાંહાં ૪
સહુને સુખ આ રાજમાં છે સોસો ઘણેરૂં, હાંહાં
પ્રભુ અખંડ રાખ આ રાજાને શું કહું ઝાઝેરૂં. હાંહાં ૫
બ્રાહ્મણને સહુ પ્રેમથી દે દાન અનીથી; હાંહાં
શ્રાવણ અધીક માસમાં નવ કરવા દે હિંસા* હાંહાં ૬
સદા વાસ એ રાજમાં પ્રભુ આપો હમને, હાંહાં
શેહેરમાં સ્થાનક દેવનાં શોભા શી કહીએ. હાંહાં ૭
એક એકથી અતી ઓપતાં જોઈ વિસ્મે થઇએ; હાંહાં

---

* શ્રાવણ ને અધિક માસમાં મ્હલ્લાવરાવ ગાયકવાડ હિંસા કરવા દેતા નહી.

ચુંવાળથી બહુચર માત ત્યાં આવી રહ્યાં છે. હાંહાં ૮
સુખ આપે દુઃખ કાપીને બહુ કષ્ટ ગયાં છે, હાં હાં
શેહેર સમીપે સ્થાન છે માનું ઉત્તર દિશાએ. હાંહાં ૯
દીવસના નવ વાગતાં શોભા બહુ થાયે હાંહાં ૧૦
ધુપ દીપે થાવ આરતી સહુ દરશને આવે, હાંહાં
ઘણા લોકને નીમ છે, કંઇ આવે જાવે. હાંહાં ૧૧
બહુ લોકને એમ છે દરશન ન થાયે. હાંહાં
તે દીવસ અપવાસ કરે ને અન્ન ન ખાયે. હાંહાં ૧૨
એવા નીયમ રાખીને જે દરશને આવે; હાંહાં
માજી ચીંતા રાખીને પુરે આશા ભાવે. હાંહાં ૧૩
શણગાર માના શોભીતા રચના છે સારી; હાંહાં
હીરા રત્ન તે હેમના માંહી ચુનીઓ ભારી. હાંહાં ૧૪
કંઠે એકાવળ આરોપીયો દીસંતો રૂડો; હાંહાં
બાંહે બાજુબંધ બેરખા માંહી સોનાનો હાંહાં ૧૫
હીમ રત્નની કાંગની માંહી ચુનીયો ઝળકે. હાંહાં
ખરા મોતીના ગળચવા માંહી લીલમ લટકે. હાંહાં ૧૬
કાને કલાફુલ શોભીતાં નાકે છે વાળી હાંહાં
મોતીની બાંધી દામણી મહી મણીઓ ભાળી. હાંહાં ૧૭
આંગળીએ વેઢ વીંટીયો છલે ઘુઘરી ધમકે. હાંહાં
પાયે તે કલ્લાં કાંબીયો તોડા ઝાંઝર ઝમકે. હાંહાં ૧૮
જગ મોતીનું કાપડું લલાટે ટીલડી ચોડી. હાંહાં
પાંચ પટાનો ઘાઘરોને સાડી કસબી ઓઢી, હાંહાં ૧૯
પાછળ બાંધ્યો ગોફણો મહી ઘુઘરી બાજી; હાંહાં
આયુધ શણગાર સરવે સજી બેઠાં છો માજી. હાંહાં ૨૦

જોતો એ ઘીની બળે જોઇ રવી સોમ શોભે; હાંહાં
તેજ જોઇ મહીમાતણું મારૂં મનડું લોભે. હાંહાં ૨૧
તેજ ન મળે ત્રણ લોકમાં રવી ઝાંખો થાયે; હાંહાં
અકળ સ્વરૂપ બીજ પ્રકાશીયુ બહુચરી માયે, હાંહાં ૨૨
વીરક્ષેત્રમાં વાશો વસ્યાં સહુ સુણજો કાને; હાંહાં
બહુ લાવે વધામણી બહુ માનતા માને, હાંહાં ૨૩
દુઃખ કાપી સુખ આપો હો મા દીનદયાળી; હાંહાં
વિરક્ષેત્રની રક્ષા કરો મા બહુચરી બાળી. હાંહાં ૨૪
સેવક પોતાનો જાણીને મા રાખો પાસે; હાંહાં
અરજ સાંભળી તેહની મા પુરજો આશે. હાંહાં ૨૫
દીન સેવકની વીનતી રૂદીયામાં ધરજો; હાંહાં
ભીડ પડે ત્યાં બહુચરી આવી સંકટ હરજો. હાંહાં ૨૬
ગરબો શીખી સાંભળી નીત પાઠ કરશે; હાંહાં
કોટીક પાપ પ્રલે થઇ તે સેજમાં તરશે. હાંહાં ૨૭
રણછોડદાસ તો વીનવે બેઉ કર જોડી; હાંહાં
સહાય કરો મુજ દાસને બુદ્ધિને થોડી. હાંહાં ૨૮
ભુલચુક હોય માહરી તે માફ કરજો ! હાંહાં
વિનતી સુણી આ દાસની તે કાને ધરજો. હાંહાં ૨૯
વાસ તે વિરક્ષેત્રમાં રાવપરામાં રહું છું; હાંહાં૦
રાત દીવસ રક્ષા કરો કર જોડી કહું છું. હાંહાં ૩૦

## કાળકાનો ગરબો.

ગુરૂદેવરે જશ ગાઉં છું મહાકાળીરે. ૧
ગુણ્યાએ વસજો માત પાવાવાળીરે,
સેવક જાણી તાહારો મા૦ શીર ઉપર ધરજો હાથ. પાવા૦ ૨

હોંશ હૈયામાં થાય છે મા, ગુણ ગાવાનું છે મન. પાવા. ૩
દયા કરો તમ દાસને મા, તેં ઉપજે બુદ્ધિ પાવન, પાવ. ૪
ગુણ ગંભીર છે તાહારા મા, કહેતાં ન આવે પાર; પાવા. ૫
બાળક બુદ્ધિ શું કરો મા, જો હોય તારો આધાર પાવા ૬
નવતેરી નગરી વિશે મા, ચંપાવતી ચતુરસુજાનરે;
રામ સરખું રાજ છે મા. માંહી વશે અઢારે વરણ. પાવા. ૮
ત્યાં ચતુર નારીઓ અતીઘણી મા, નીરમળ છે તેનું મન, પાવા. ૯
ગરબો ખેલે ચોકમાં મા, નવરાત્રી કેરે દીન. પાવા. ૧૦
શણગાર સરવે શોભતા મા, પહેરી કુંજરનાં ચીર. પાવા. ૧૧
સુણતંની ગરબે રમે મા, રાખીને મનશું ધીર. પાવા. ૧૨
તાળીની ઝડીઓ પાડે મા, ત્યાં શોભા નૌતમ થાય. પાવા. ૧૩
કોકીલ શબ્દ સોહામણા મા, નવરંગી નારી ગાય. પાવા. ૧૪
તે પળે માતા આવીયાં મા, વીજળીના સરખુ રૂપ; પાવા. ૧૫
સુરજ સરખાં શોભીતાં મા. માએ રૂપ ધર્યું અદભુત, પાવા. ૧૬
રાણીઓ સરવ ઝાંખી પડી મા, તેજ તણો અંબાર. પાવા. ૧૭
રાણીઓ મનમાં એમ ધરે મા, બા આ નવલી નાર. પાવા. ૧૮
રૂપ સ્વરૂપ આંગળી મા, જેની સોના સરખી કાય. પાવા. ૧૯
મધ્યરાત્રે રાણીઓ પરવરી મા, જોઇને વીનવીઓ રાય. પાવા. ૨૦
રાણીઓ રાજા આગળ કહે મા, સંભાળજો પ્રાણઆધાર. પાવા. ૨૧
એક રામા આવીયાં મા, જ્યાં બાવનમો બજાર. પાવા. ૨૨
બત્રીસ લક્ષણ આગળી મા, તે તો પદમણીનો અવતાર પાવા. ૨૩
તેને જોઇ ત્રીભોવન મોહી રહે મા, તે આગળ નહિ કો નાર. પાવા. ૨૪
રાજાને નારી ગમી માં, વળી સુરજ થયો પ્રકાશ. પાવા. ૨૫
તે દિવસ ગયો અતિ દોહલો મા. મનડામાં મોટી હામ. પાવા. ૨૬

વળી રાત પડી દીન આથમ્યો મા, ચોઘડીયાં ડમકે બાહાર. પાવા. ૨૭
ઘેરઘેરથી સઉ નીસર્યાં મા, ગરબે ગાવ. સઉ નાર. પાવા. ૨૮
રંગ મચ્યો સાહેલડી મા, એવામાં આવ્યાં માત. પાવા. ૨૯
ત્યાં રાણીએ દાશી મોકલી મા. રાય આગળ કહે વાત. પાવા. ૩૦
ત્યાંથી પતાઇ રાવળ ઉઠીયો મા, જોવાને નવલી નાર. પાવા. ૩૧
આવી નીરખી નયણે ભરી મા, વીરહ વધ્યા અપાર. પાવા. ૩૨
નખ શીશ સુધી નીરખીયાં મા, મુરછાએ પડીઓ રાય. પાવા. ૩૩
રાજા રંગે મોહી રહ્યો મા, નારી શું લાગ્યો નેહ. પાવા. ૩૪
રમતાં રૂજની વહી ગઇ મા, સૌ વળ્યા પોતાને ઘેર; પાવા. ૩૫
ત્યારે માત ચાલ્યાં એકલાં માં, પતઇએ જાણી પેર. પાવા. ૩૬
પાપી પુંઠે પરવર્યો મા, માતાનો ઝાલ્યો હાથ. પાવા. ૩૭
માગમાગ મુખથી કહ્યું મા, એવું મુખથી બોલ્યાં માત. પાવા. ૩૮
તારૂં રૂપ વસ્યું હૈયાં વિશે મા, હું રાખીશ મારે ઘેર. પાવા. ૩૯
ત્યાં મેહેલ ચણાવું માણેકના મા, તેની કોઇ ન જાણે પેર પાવા. ૪૦
મારે મોહોલે રાણીઓ અતિઘણી મા, તેમાં પટરાણી આપ પાવા. ૪૧
ખાઓ પીઓ ખુબી કરો મા, રૂડી રાજ્ય સરખી રીત. પાવા. ૪૨
ત્યારે કોપ કરીને બોલીયાં મા, તારૂ પ્રગટયું રાજા પાપ. પાવા. ૪૩
તારૂં રાજ્ય જશે જડમુળથી મા, આવી મળશે તારો હોમ. પાવા. ૪૪
ચેત ચેત તું અભાગીઆ મા. ત્યાં રોપ્યો રણસ્થંભ. પાવા. ૪૫
ચોક ચલાવી પાધરી મા, ભુડીઓ દરવાજા બંધ. પાવા. ૪૬
સુરદાસે રહીને પુછ્યું મા, શું ભરયું છે માલ રસાળ. પાવા. ૪૭
ત્યારે બુડી મારી મા, મોગલા દહીત અપાર. પાવા. ૪૮
તે ઘડીએ વાકળીએ સત્ય મુક્યું મા, જઇ પતાઇને કહી પેર. પાવા. ૪૯
જુધ મચ્યું જેમ જોરથી મા, તારે થઇ રહ્યા ઉતપાત પાવા. ૫૦

તારે એવું દળ સઘળું રહ્યું મા, તે જુધ થયું છે વરસચાર. પાવા. ૫૧
લેઇ લશ્કર આગળ થયો મા, પછી ભેમવીઓ ચંડાળ. પાવા. ૫૨
લોહી તણી નદીઓ વહી મા, ત્યાં વરત્યો હાહાકાર. પાવા. ૫૩
તારે પતાઇ રાવળનું પત ગયું મા, ત્યાં જાણી જુગમાં વાત. પાવા. ૫૪
તારે પતાઇ મનમાં સમજીઓ મા, મુજ ઉપર કોપ્યા માત. પાવા. ૫૫
કરગરતો રાજા શરણે ગયો મા, બેઉ બેઉ કરજોડી હાથ. પાવા. ૫૬
મુજ ઉપર માતા મહેર કરો મા, દળ સઘળું પાછું જાય. પાવા. ૫૭
માહાકાળી મનમાં એમ ધરે મા, સુખાને આપું સુખ. પાવા. ૫૮
મા તું અનામી રાજીઓ મા, પતાઇનું ટાળ્યું દુઃખ. પાવા. ૫૯
જે ગાય શીખેને સાંભળે મા, તેની માતા પુરે આશ. પાવા. ૬૦
મા તુ ગુણવંતી કાળકા મા, ગુણ ગાય એ ગોકળદાસ. પાવા. ૬૧

## ગોરમાનો ગરબો.

ગોરમા ગણપત લાગુ પાય કે, વીધાત્રીને વીનવુંરે લોલ;
ગોરમા ઘરડાને ભરથાર કે, આપો શું મનેરે લોલ.
ગોરમા ધીક ધીક અવતાર કે, શું કહું તમનેરે લોલ;
ગોરમા રણુ સંબંધી મુજ તાત કે, મા મારી પાપણીરે લોલ.
ગોરમા સંસાર કીધો સરપ કે, સેજે થઇ સાપણીરે લોલ;
ગોરમા હું છું નાનું બાળ કે, પીયુ ઉંટીયોરે લોલ.
ગોરમા દીઠે પડે છે ફાળ કે, મુરખ છે બુઠીઓરે લોલ;
ગોરમા મારૂં થયું જોબન કે, પીઉ ઘરડો થયોરે લોલ.
ગોરમા હું કરૂં કોકીલ શબ્દ કે પીઉ તો સુઇ રયોરે લોલ,
ગોરમા મને થયા વરસ સોળ કે પીઉને એંસી થયારે લોલ.
ગોરમા દીઠે જાણું જક્ષ કે બુધ સઘળી ગઇરે લોલ,

ઓરમા શિયાળાની રાત કે સરદ શોહામણીરે લોલ.
ઓરમા વરષ પીયુની જાત કે, દીસે બીહામણીરે લોલ;
ઓરમા રજની રમવા ઇચ્છું કે આંજી આંખડીરે લોલ,
ઓરમા ચેન કરતો બોલે ફરગ્રહી લાકડીરે લોલ,
ઓરમા શિયાળાની રાત કે સ્વાદ હોય અતિ ઘણોરે લોલ;
ઓરમા રજની વિની એક કે, આંજ મા આંખડીરે લોલ.
ઓરમા કંટક તમને ખડક કે, કોપો કેમ સરેરે લોલ;
ઓરમા પીયુની ઘરડી જાત્ત કે અરથ કયાંથી સરેરે લોલ.
ઓરમા નવરાત્રીના દીન કે, ૦રદ સોહામણીરે લોલ;
ઓરમા દુરબળ મારા કંથ કે, દીન જાય દોહ્યલાંરે લોલ.
ઓરમા વિજયા દિન કે સહુ સણગાર સજેરે લોલ;
ઓરમા મારે ઘરડો કંથ કે, સહુ લીય અલંકારનેરે લોલ.
ઓરમા સહુને મન દીવાળી કે, મારે મન હુતાસણીરે લોલ;
ઓરમા મારા કરમના ભોગ કે, હું નિસાસણીરે લોલ;
ઓરમા રાત દીવસ ન દેખું કે, જાણે દવ બળેરે લોલ.
ઓરમા મુજ સરખો પુરૂષ દેખું કે, મન મારૂં બળેરે લોલ;
ઓરમા મારા કાળા કેશ કે, એના ધોળા થયારે લોલ.
ઓરમા હું થઇ જોબન વેશ કે, તન મારૂં બળેરે લોલ;
ઓરમા મોડે આવે લાળ કે, નેત્રે નિર ઝરેરે લોલ.
ઓરમા હું નારંગી જેવી કે, તન મારૂં બળેરે લોલ;
ઓરમા સેજ બિછાવે પુરૂષ કે, તે દેખી ડરૂંરે લોલ.
ઓરમા શ્વાસ ઉદ્રસને પીડ કે ઉંધો સુવેરે લોલ;
ઓરમા આભુષણ પહેરૂં અંગ કે, વસ્ત્ર બહુ ભાતનારે લોલ.
ઓરમા મીથ્યા થયો અવતાર કે, નાગરી નાતમાંરે લોલ;

ગોરમા સુખ ન પામી એક કે, દુ:ખ બહુ ભાતનારે લોલ.
ગોરમા જેને જોબન કંથ કે, પુન્ય કીધાં હશેરે લોલ;
ગોરમા મેં કીધા બહુ પાપ કે, હું વૃદ્ધની વહુરે લોલ.
ગોરમા ઓરીયોન વિત્યો એક કે અષરનીની રીતનોરે લોલ;
ગોરમા પુરૂષ ન દીઠો એક કે પુરી પ્રીતનોરે લોલ.
ગોરમા શીવજી પુજાય સદાય કે પામું જોબન ધણીરે લોલ;
ગોરમા મન મારૂં વ્યાકુળ કે, એનું કામ બળ્યુંરે લોલ.
ગોરમા થઇ જોબન વંશ કે એનું કામ ગળ્યુંરે લોલ.
ગોરમા કામી દેજો કંથ કે, બાપ લાગે સહુરે લોલ;
ગોરમા નહોતી સાસુ નણંદ કે તો જીવતી દહુરે લોલ.
ગોરમા પીઉજી આવે ઘેર કે હું ભમતી ફરૂંરે લોલ;
ગોરમા લાવ્યા એકજ વજ કે હું તો શું કરૂંરે લોલ;
ગોરમા દુ:ખના વાવ્યા ઝાડ કે મુકયા પાળવારે લોલ.
ગોરમા હું સંપુરણ કુંભ કે મારી જાળવેરે લોલ.
ગોરમા હું સંપુરણ કુંભ કે મારી જાળવેરે લોલ.
ગોરમા લોક સાથે કરૂં હોંશ કે મા મારી વારતીરે લોલ.
ગોરમા જમતા દેતી ફાંસી કે, શીખ દેઇ મારતીરે લોલ,
ગોરમા પીઉજી પોઢયા બહાર કે જાણે થઉ સતીરે લોલ;
ગોરમા હવે મરૂ સાપ કે જે કરમની ગતીરે લોલ,
ગોરમા વિનંતી કરૂં છું એક કે જે કરમ તણી રતીરે લોલ;
ગોરમા કરજોડી લાગુ પાય કે સમરથ દેજો પતીરે લોલ.
ગોરમા વીનતી કરૂં છું એક કે, આજ સુધી આબળારે લોલ.
ગોરમા સહુને દેજો જોડ કે, માતા કરૂણા કરીરે લોલ;
ગોરમા કામી દેજો કંથ કે વલ્લભ કહે કરગરીરે લોલ.

# બાળ લીલાનો ગરબો.

કુંવરને વારોને વ્રજ રાણી ટેક.

સરવે વ્રજનાર મળીને આવી શ્રી યસોદાજી પાસેરે,
લાડકવાયો પુત્ર કર્યો ક્યમ, વસિયે ગોકુળ ગામ, કુંવર. ૧
એક કહે ભરવા જાઉં ત્યારે ઘરમાં પેસે ગીરધારીરે;
માનશો નહી પણ માડી કહુ તમે, સાંભળો ગતી મારી. ૨
સાંચ્યું સંતાડયું હોય જે મારૂ તે ક્ષણ શોધી કહાડેરે;
પહોંચે નહી તો પીડા માંડીને તેથી ન પહોંચેતો પાડે. ૩
ત્યારે માતાજી એમ બોલ્યા ચતુર થઇ કાં ચુકારે,
જ્યાં એની દ્રષ્ટે પડે નહી વસ્તુ ત્યાં અંધારે મુકો. ૪
યશોદા શું વિનતી કહે, મુકી જોયું અંધારા માંહેરે,
એની શી ચીંતા થાય અજવાળુ જઇ ઉભી રહે જ્યાંય. ૫
કૃષ્ણ માતા એણીપરે બોલ્યા ઘેલી ગોપી શીદ શોભે.
મહિ માખણ ઉંચું શીકે મુકો, ત્યાં બાળક ના પહોંચે. ૬
તવ બોલી એક બાળા આવો, હું શીકાના ગત દેખાડું,
શાણા સુતના જુઓ પરાક્રમ, થાય અંતર ટાઢું. ૭
લાકડી લઈ ઉખલપર ચઢીને, શીકેથી લઇ સહુ ખાયરે,
સખીને આપે.તેથી વધે તો માકલડાને પાય. ૮
માતા કહે એ બળથી પહોંચે, એવું ઉંચુ તમે બાંધોરે;
નહી તણું મુખ વચ્ચે બાંધી સોયે દોકડે સાંધો. ૯
હજુ તમો પણ લક્ષણ લાડકવાયાનાં ન જાણો માતરે;
ઘરમાં ગરીબ એ બારણે બીજાં વિતે તે જાણે વાત ૧૦
એક સખાની ખાંધે ચઢીને, અતી ઉંચુ પણ ચાખેરે;
તેથા ન ફાવે તો દોણી કરે કાણી, ધાર તળે મુખ રાખે. ૧૧

ત્યાં માતાજી કહે બાળકને હું કઇ રીતે ખોળુરે;
મહી માખણ મુકી મજુસમાં દોતી ત્રિયા તમે તાળું. ૧૨
એમ કહે માડી એમ કરે તો થાય છે બમણું જાનરે;
ખાવા ન પામે ત્યારે ખીજી દે ગાળો ભાગે પાત્ર બહુકાન. ૧૩
કંઇ ન ચાલે તો છોડે વાછરડાં વેળા વના ધવરાવેરે;
સુતા બાળકને જઇને જગાડે ચુંટીઓ દેઈ રડાવે, ૧૪
એવું સુણીને કહે રાણીજી દઇશ શીખામણ આઇરે;
મંદિરમાં પેઠો દેખો તો લાવજો એને સાહી, ૧૫
અરે માત મે એક દીવસ તો સંતાઇ આવતો હેર્યોરે,
પેશી સદનમાં ખાવા વળગ્યો, એટલે જઇને ઘેર્યો. ૧૬
મેં કહ્યું ચોર આજ આવ્યો દાવે, નહી જાવા દેઊ અહીશરે;
મરડી મુછ એણે કહ્યું મુજને, હું જઇશ તું જોઇ રહીશ. ૧૭
કરી કળા એકતો કહી ભર્યું મુખ એટલે જઈ મેં ઝાલ્યોરે;
કર્યો કોગળો મારી આંખમાં હું ચોળવા રહી એ ચાલ્યો. ૧૮
એક કટે મેં ઝાલ્યો તો આજ તો પણ એ નવ ગાંઠયોરે;
તોડી મુજ મુક્તાફળમાળા, હું વીણવા રહી વાહાલો નાઠો. ૧૯
એટલામાં એક અબળા આવી, કહ્યુ જુઓ લાવી ઝાલીરે;
છેડો ઉઘાડે તો પુત્ર પોતાનો લજવાણી પડી ઠાલી. ૨૦
એવે યશોદાજી બોલ્યાં હાવાં સાચાં બહુ હોશોરે;
મારો વાલો મારા ઘરમાં પોઢયો; આવશે જાગીને જોશે. ૨૧
એવું કહેતાં પ્રભુ આંગણે આવ્યા, નીંદ્રામાંથી ઉઠીરે;
યશોમતી કહે જુઓ આ મારો બાળક યુવતી તમે સર્વ જુઠી. ૨૨
એમ કટાક્ષ કરી સહુ કામની સામુ કૃષ્ણે જોયુંરે;
લોટ પોટ થઈ ગઇ સહુ લલના, પ્રીતમાં મન પરોવ્યું. ૨૩

સામા સામી લોચન મળતાં કરી સમસ્યા છાનીરે;
સરવે કહ્યું આવજો મારે મંદીર, મોહને લીધું માની. ૨૪
ગોપી ગોવિંદની ગત ન્યારે, શું જાણે સંસારરે;
હૈયે હેતને વડે વદનથી કોણ લહે તેનો પાર. ૨૫
શીખે સાંભળીને ગાયે ગરબો શ્રી કૃષ્ણ બાળ ચરીત્રરે;
કહે દો ગણુ પ્રસન્ન થાયને, પાવન થાય પવિત્રરે. ૨૬

## મુંબાઈ સુરતનો ગરબો.

સારૂ સારૂ સુરત શેહેર મુંબાઇ અલબેલી,
માંહી બાલાજીની મેહેર મુંબાઇ અલબેલી. ટેક.
સાત માળની મેઢી ચણાવી માંહી બેઠાં શેઠાણીરે;
ચાકર મેહેતા મજરે, વાણીઆની બઇયર રાણી. મું. ૧
મુંબાઇ રાણી સહુ ઠકરાણી; ન ભરે બેડે ન પાણી;
કાવડીયા તો પાણી આણે, પીયે પાણી શેઠાણીરે. મું. ૨
મુંબાઇમાં તો કલ્લાં સાંકળાં ટાંઠલીનો નહી પારરે;
મુંબાઇ શહેરના શાહુકારોને દેવાળાની શી વાર. મું. ૩
સુરતની તો સાડીઓને ઉપર કસબી કોરરે;
મુંબાઇ શહેરમાં કાપડીયાને કોઇમાં દેશો ખોડ. મું. ૪
મુંબાઇ શહેરમાં ઘણી ગાડીઓ બગીઓનો નહી પારરે;
સાંજ ફજર સઉ ફરવા નીકળે, વાડી લાડી લઇ બહાર. મું. ૫
મુંબાઇની તો મારકીટમાં સુખડીયો વેચાયરે;
તેથી દીવનો હલવો સારો, સઉ લવા મન ચહાય. મું. ૬
મુંબાઇ તો સરવે સુખ પણ ત્રણ પાંતીનું દુઃખરે;
ભાડું મોંઘુ બળતર મોંઘું બંદર જાવું મુખ્ય. મું. ૭

મુંબાઇના પાનબીડામાં સોપારીનો કટકોરે.
સાઠ વરસની ઘરડી મ્હાડર તોય ન મુકે લટકો. મુ ૮
અમદાવાદી હરામજાદી, ખંભાતી ધોઝારીરે;
વડોદરાની વાંકી નારી સુરતની બલીહારી. મુ. ૯

## વડોદરા શહેરનો ગરબો.

ધન ધનરે વડોદરૂ શહેર રૂપે રંગીલું. ટેક.
રૂપે રંગે છેલ છબીલું, બલમેકું અપારરે;
વડોદરાનું વર્ણન કરતાં, સુણજો નરને નાર. ૧
બાદપરાનો વસ્તી ભારે શોભાનો નહી પારરે.
વાનવનામાં વર્ષ જ વીતે પરાં બાર બજાર. રૂપે. ૨
આકુતપર બડાણિયું ને કાલુંારમાં ગાડીખાનુંરે;
ફેંગટીયા સડે ફનેપરામાં દેવાળીયાનું ઠેકાણું રૂપે. ૩
સરશીયાની પાળજ ઉપર જેઠીનો અખાડોરે;
અષ્ટભુજા અલમેલી ઉભાં પાછળ ગોસાંઇવાડો. રૂપે. ૪
સરસનાથ છે સામી પોળે વાયડા વાડી ત્યાંગરે;
અજબ તળાવની પાસે થઇને ચાલ્યા અંદરમાં જાય. રૂપે. ૫
લાલ દરવાજે બંગાખાનું વાંદરીયો બુરજરે
મીયાં મહમદની વાડી જાણે ઝળકી રહ્યો સુરજ.. રૂપે. ૬
હાથીયા ખાણુંને દરવાજે, કાંઇ હઠીલો હનુમાનરે;
સમ તળાવની પાળ ઉપર રામેશ્વર ભગવાન. રૂપે. ૭
ઘોડય દરવાજે થઇને સીધવાઇએ જવાયરે;
અજારાજાના દરવાજા સામી ચોખંડી કેહેવાય. રૂપે. ૮
મરદા બારીએ થઇને ચાલ્યા કાજરે;
લકડપીઠું મદન ઝાંપો, ગોસાઇજી મહારાજ. રૂપે. ૯

શીવનાથના દરશન કીધાં આવી ઊંચી પોળરે.
ચોરને બેઠા ગરદન મારે ભેસાણા ભાગોળ. રૂપે ૧૦
બહુ પરૂ છે બાલાજીનું ડાંડીયું બજારરે;
શક્કર કુઇને આપે રૂડા, લાલ નામ સરદાર. રૂપે. ૧૧
આનંદપરામાં આવીયાને રાઉપરાને આપે;
દાન દક્ષણા રૂડી થાએ ગણપતરાવ ત્યાં આપે. રૂપે. ૧૨
ઉભી બજારની શોભા સારી આવી બારી વાવરે,
સત્યરૂપ છે રંગે રૂડુ સુરસાગર તળાવ. રૂપે. ૧૩
વડી વાડી ઘીનેકાટે નાગરવાડો વિક્ષાતરે;
આદીતવારે દરશન કીજે બેઠી બહુચર માત. રૂપે. ૧૪
ઉભે ચોકે લીમડી બજારે રૂડી શોભા થાયરે;
મૃદંગ વાગે નાચે ઝીણે કંઠે ગાય. ૧૫
નીઝામપરે ભુતડીને ઝાંપે રોકડીયા હનુમાનરે;
સુરસાગર ઘોઘાટને દરવાજે ત્રગુજ છે કમાન. રૂપે. ૧૬
શેહેરની ત્યારે રચના દીઠી શોભાને નહી પારરે;
હાથીઘોડા પાલખીઓ વાંકડીયા અશ્વાર. રૂપે. ૧૭
ચારે દિશાનાં ચારે ચૌટાં વચ્ચે માંડવી ચોકરે;
ઉંચા મેહેલ મેડીને અટારી છજા જરૂખાને ગોખ રૂપે. ૧૮
માંડવી છે કમાન ચોપાસ. ચતુર કરે વેપારે;
કાછીઆ દુકાનો માંડે, ઉભી વાથી લાર રૂપે. ૧૯
ચાપટ જેવા ચારે રસ્તા સરખા સરખી એ;
પાણીને દરવાજે બેઠા વાઘ કરે કલોલ, રૂપે. ૨૦
રાજે તળાવની સુંદર શોભા જોતામાં મન મોહેરે;
નારી સહુ જળ ભરવા જાએ નઉતમ રચના હોય. રૂપે. ૨૧

રામપરા દરવાજે કહીએ જોયું છે સનમુખરે;
પરમેશ્વરનાં દરશન કરતાં જાય જનમનાં દુઃખ. રૂપે. ૨૨

સેહેરીપુરાની લેહેર સઉથી શોભા છે ભરપુરરે;
સુરસાગર રતનાગર જેવું વાગે બહુ રણતુર. રૂપે. ૨૩

ચોથો દરવાજે ચાંપાનેરી શરરીયાની વાટરે;
વિસ્તારીને વર્ણન કીધું ચોકપોળને હાટે. રૂપે. ૨૪

નગર નીરખ્યું મન હરખ્યું પ્રભુ થાય પ્રસન્નરે;
નરસિંહજીની પોળમાં નરહરીનાં દરસન. રૂપે. ૨૫

રાજ રાજે રણછોડજીને મહાલક્ષ્મી મુજ માતરે;
ગોરધનનાથ બળદેવજી ચાલે પકનાથ. રૂપે. ૨૬

બલખતખાનું જનાનખાનું દીવાનખાનું પાસરે;
ધરમાણી તો બજા ફરે છે ઉંચા મેહેલ અવાસ. રૂપે. ૨૭

ઘણી કારીગરી કચેરીમાં જાત જાતના રંગરે·
નકીરમ નારી નાચ કરે છે કોમળ તેનાં અંગ. ૨૮

તરેહવારનું ટકોરખાનું ગોવીંદરાવનો મહેલરે;
ગાયકવાડના રાજ આગળ શોભા સઘળી સેહેલ. ૨૯

દાદાસાહેબ ને નાનાસાહેબ બાપાસાહેબ મહારાજરે;
ગણપતરાવ ઘણું જીવજેને અખંડ રહો આ રાજ. ૩૦

લાડ મોડ શીગોડ નાગર દશા વીશા વણીકરે;
સોની સાળવી સુતર છીંપા દરજી ઠીકા ઠીક. ૩૧

પુના સતારા મુંબઇ જોયું પુર્વ પશ્ચિમ દેશહે,
ઉતરમાં ઉદેપુર જોયું પૃથ્વીના નાથ. ૩૨

બુંદીકોટ દીઠું દીલી ને ગઢ ગીરનારરે;

સુરતને અમદાવાદ જોયું કઠણુ કિલ્લો ધાર. ૩૩
બલીહારી હું વડોદરાને, ધન ધન નરને નારરે;
વીરક્ષેત્ર જેણે જોયું નહી, તેનો એળે ગયો અવતાર. ૩૪
વાંકી નારી વડોદરાની, મહારાજાને રાંકડે;
મૃગ્યાનેણીને વરણાગીથી, વળીઓ આડો આંક. ૩૫
શાહુકારોની દુકાનો ભારે, ધરમ તણો અવતારરે;
ખુશાળચંદ શામળ બહેચર, લલ્લુભાઈ શાહુકાર. ૩૬
રતનજી કાનદાસ કહીએ, બાધી પુનની પાળરે;
હરીભક્તિનો મહિમા મોટો, બીજા ભાઇ મેરાલ. ૩૭
રંગીલી જે ગરબો ગાશે, રંગીલા નરનારરે;
રંગીલા તો લાહાણીઓ લાવે, રંગભેર શોભા થાય. ૩૮
સંવત ઓગણીસ પાંચમાં, ને સંવતસે સીતેરરે;
નવરાત્રીમાં વર્ણન કીધું, વડોદરે જે શંકર. ૩૯
રૂપે સહુ કવિને કરૂં વિનતી, કોઈમાં દેશો ખોડરે;
વડોદરાની રક્ષા કરજો, રેવા ને રણછોડ. ૪૦
ભગવત વાણી સાચી જાણી, મનમાં આંણી ભાવરે,
વડોદરાનો ગરબો ગાતાં, સહુજન સુખીમા થાય, ૪૧
મોજબાની મન ગમતી કરવા જાય શોખી જનરે,
મસ્તુબાગનો બંગલો જાણે ઇંદનું ઇંદ્રાસન. ૪૨

## મહાકાળીનો ગરબો.

મા તું પાવાની પટરાણી કે, કાળિ કાળકારે લોલ,
મા તારે ડુંગરડે ચડવું તે અતિ ઘણું દોહલુંરે લોલ.
મા તારી પ્રદક્ષણા કરતી કે, વર્ણન શું કરૂંરે લોલ.

વિશ્વાસે તપ કરવા બેઠા કે, દેવ મુની થયારે લોલ,
આવું રૂડું ચઉદુ ચાંપાનેર કે, ચઉદે ચઉદ મળ્યારે લોલ.
ત્યાં કોઇ ગાતાતા ગરબા કે, માજી આવીયારે લોલ,
રાજાજીએ ઝાલ્યો તેમનો હાથ કે, માજી પ્રસન્ન થયારે લોલ.
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાળકે, હાથી ઝુલતારે લોલ:
માગ્ય માગ્ય કુટુંબ કુશળ ક્ષેમ કે, જંજાળ અતીઘણીરે લોલ,
માગ્ય માગ્ય દક્ષિણુ સરખા દેશ કે, કિલ્લા અતી ઘણારે લોલ.
માગ્ય માગ્ય ગુજરાત સરખી ગાદી કે, ભદર બેસણારે લોલ,
માગ્ય માગ્ય નવેખંડના રાજ્ય કે, ચાંદો સુર્ય તપેરે લોલ,
માગુ માગુ એટલું વરદાન કે, મારે મહેલે પધારજોરે લોલ.
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગીયુરે લોલ.
આજથી છઠેને છ માસે કે, મુગ જશેરે લોલ,
એમ કરી માતા થયા અલોપ કે, પાવો હાથ ઘસી રહ્યોરેલોલ.
મુગલે ચડાવી છે ફોજ કે, પાવાગઢ ઘેરિયોરે લોલ,
દરવાજે ઉભા દરવાન કે, કોઇને પુછીયુંરે લોલ,
રાજાજીએ ખોદાવીયું તળાવ કે, પાણી નવ નિસર્યુરે લોલ,
મુગલે ખોદાવીયું તળાવ કે, જલ દુધે ભર્યુંરે લોલ;
માજીનો એવો છે મહિમાય કે, કવિ નવ કહી શકેરે લોલ.

## બહુચરાજીનો ગરબો.

બલિહારી બહુચર માત જોવાને જઇએ. ・ટેક.
જોવા જઇએ સુખિયા થઇયે, આરાસુરમાં રહિયેરે;
આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ માહાકાળી. જોવા. ૧
માને પારે હવન ચોયને, ચીર ચુંદડી હોમાયરે,
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે માતુની મંગળ ગાય. જોવા. ૨

માને પારે જે કોઇ જાશે, તેની પુરે આશરે:
કરજોડી જન વલ્લભ કહે મા. હું છું તારો દાસ. જોવા. ૩

## રેલ્વે ગાડીનો ગરબો.

ગાડી આવી ગુજરાત, અગનકેરી ગાડીરે આવી,
ગાડી આવી હિંદુસ્તાન, અગન કેરી ગાડીરે આવી.
પાણી છાંટે ઠામો ઠામ, છાંટતા તો ચારા કરે છે;
દીવા બળે સારી રાત, સીપાઇઓ તો ચોકી કરે છે, ૧

### સાખી.

સરસ્વતી સ્વામીને વીનવું ગણપત લાગું પાય;
ટોપીવાળા તારા રાજમાં, તારૂં કફરીયુ ફરી ગંધાય
અગનકેરી ગાડીરે આવી. ૨

ગાડી તારા બેસણાં ઈંદ્રિ તણા વૈમાન,
આંકડે આંકડો મેળવ્યો, તેનો ઘડનારો ચતુરસુજાણ
અગનકેરી ગાડીરે આવી. ૩

ગાડી આવી ઘંટ વાગીયો, ટીકીટ કરાવા જાય;
ઘડી એકનો વિલંબ પડે, તો તો ટીકીટ વીના અથડાય.
અગનકેરી ગાડીરે આવી. ૪

સ્ટેશન આવે ઘણું, બરફી પેંડા વેચાય,
મોટા ઘરની શેઠાણીઓ, તેતો ગાડીમાં બેસી ખાય
અગનકેરી ગાડીરે આવી. ૫

સ્ટેશન ઉંચા ઘણાં દુર થકી દેખાય,
બાગ વચ્ચે એક બંગલો, તેની શોભાનો નહી પાર.
અગનકેરી ગાડીરે આવી. ૬

અમદાવાદની દીકરી, મુંબાઇ તેનું મોસાળ,
સુરત તેનું સાસરૂં તેનો સાંજે સંદેશો જાય. અગનકેરી ગાડીરે આવી. ૭

# અમદાવાદ શહેરનું વર્ણન.

લાવ હાવ સખી એક કાગળ લખીએ હરીનેરે એ રાગ.

અમદાવાદ નામે આજ શેહેર છે સારૂંરે,
રાજા કુંપની કરૂં રાજ, પ્રજાને પ્યારૂંરે ૧
ચૌટા વચે માણેકચોક, શોભા છે સારી;
વસે લક્ષપતિ બહુ લોક, વડા વેપારીરે. ૨
નદી સાબરમતી વહે નીર, શહેર સમીપેરે;
દેવતાઓના તેને તીર, દેવળ દીપેરે. ૩
એવી જુગ્નતીઓ જોતાં અનેક મન લાગે મીઠુંરે;
પણ અચરત મોટું એક દ્રષ્ટી દીઠુંરે, ૪
તીથી તેરસ પહેલે પક્ષ અસાડી આવેરે;
તારે ગોર પુજાનો લક્ષ છોકરીઓ લાવેરે, ૫
દીન પાંચ લગી એક અંન મોળુ જમેછેરે.
મોટો હર્ષ ધરીને મન, રોજ રમેછેરે ૬
પુજે વાવી જવારા ઘેર, ગોર રીઝાવેરે,
જાએ પ્રીતે બહુ પેર, નદીએ નાહવારે. ૭
અન્યો અન્ય કરે ઉધમાત નઠારૂં બકેરે,
ગઇ ગોરપુજાની વાત, છાકી છકેછેરે. ૮
જેવી હોય હોળીની વેર, એથી અતીશેરે,
બોલે ભડવાની પુત્રીઓ પેર, દુષ્ટતા દીસેરે. ૯
તેના માત પીતાને ભ્રાત, પુરા હશે પાજીરે,
જ્યારે સાંભળતા હશે વાત, થતા હશે રાજીરે, ૧૦
કોઇ સાહેબ એવી વાતે, દેખે એવી રીતેરે.

તેની માત પીતાની જાત પુછેછે પ્રીતેરે. ૧૧
તારે કેવી વધે છે લાજ, બક્ષે શાબાશીરે;
એવી નીરલજ લોકો આજ, શહેરના વાશીરે. ૧૨
કહું વિનંતી સમાચાર શ્રવણે ધરજોરે,
તેનાં નામ લખી સરવ પત્ર, ઝાહેર ધરજોરે. ૧૩
ઘણી નીદાના લખજે શ્લોક દેખાડજે નીતરે;
જેથી લાજ પામે તે લોક, તજે તે રીતરે. ૧૪
હવે કહું કર જોડીને હાથ વીવેકીને ગમવારે,
એવી નીર્લજ છોડીયોમાં સાથ ન જાવું રમવારે. ૧૫
લઇ ગોરપુજાનું નામ, કામ એ કરવુંરે;
મોટું પાપ ટરે એ ઠામ, દીલમાં ડરવુંરે. ૧૬
કરી બેઠા .રખ મનમાંહી વ્રત દીન જે હીરે;
પણ કુટવા રોવાનું કાંહી ન કરવું તે દીરે. ૧૭
છોટપણમાં પડે જે ટેવ ટળે નહી ટાળીરે;
માટે નીતી શીખો તતખેવ બોલો સંભાળીરે. ૧૮
કદી પુરીએ નહો કોઇ ઠામ, સાહેદી જુઠીરે,
લઇએ એ મરમેશ્વરનું નામ પ્રભાતે ઉઠીરે. ૧૯
ખતી માત પીતાની સેવ, કોડે કીજેરે;
જેની દલપતરામનો દેવ, દીલમાં રીઝેરે ૨૦

# ભાગ ૩ જો.



## ( બજરંગી હનુમાનનો ગરબો. )



અંજનીનો જાયો હનુમાનરે, સમરૂ બજરંગી;
એને ચડે છે તેલ સિંદુરરે, સુમરૂ બજરંગી,
મારા રામ તણા રખવાળરે, સમરૂ બજરંગી

### સાખી.

શનીવારે કરૂં તમારી સ્થાપના, ને સોમે કરૂં ભોજન;
કપુરે ઉતારૂ તમારી આરતીરે, એવા સકળ સ્વરૂપ હનુમાનરે. ૧
માતાજીનાં વચન સાંભળીને, બાપના પાળવા બોલ;
અજોધ્યાનું રાજ મુકી રામલક્ષમણરે, ભોગવીયાં વનવાસરે. ૨
રામે રથ જોડીઆને, સીતાને લીધાં સાથ;
વનમાં વનફુલ પેહેરીયાં, સાથે ચાલ્યા છે લક્ષમણ વીરરે. ૩
વનમાં જઇ મઢી કરીને, ત્યાં પુર્યો છે વાસ;
લક્ષમસરીખા બંધવા નહી મળેરે, તમને ફળનું લાવી
આપનાર કોણરે. ૪
રામ ગોડે તલાવડીને લક્ષમણ બાંધે પાળ,
સોના કેરે લકુલેરે સીતા ડમરોને ભરવો પાયરે. ૫
સીતાની વાડીમાં ડમરો મૃગલોરે, ચરીચરી જાય;
કોણે મરાવું પેલા મૃગનેરે, મારાં કાચાં વનફળ ખાયરે. ૬

મૃગ મારી કારમોને, તેની પડાવું છાલ;
તેનો સીવડાવું કંચવોરે, હું તો દીંડુ ચમકતી ચાલરે. ૭
મરીચી મૃગ થઇને આવીચોને, રાણીને લાગી રાડ;
હો મારા રામજીરે, કંથ કાંચળડી સીવડાવોરે. ૮
સુતર ભરેલો કંચવોરે, ચાંબડાની શી હદ;
આપણા સ્વાર્થને કારણેરે, પેલા પશુના શીદ લેવા પ્રાણરે. ૯
સીતા કહે હું નહી પીયેરીને, નહિ માને મોસાળ;
નથી માહારે કંથ ક્યાગરાને, મારા મનની તે કોણપુરે આશરે. ૧૦
ભાથામાંથી બાણ કાઢીયાને, રામજીયે લીધા હાથ;
મૃગ મારવા રામ સંચર્યારે, મુકી સીતાને લક્ષ્મણ વીરરે. ૧૧
પેહેલું બાણ રામે સાંધીયુરે, વાગ્યું મૃગ શરીર;
મૃગ મરતાં પોકારીઓરે, ધાજે ધાજે લક્ષમણ વીરરે. ૧૨
સીતા કહે તમે સાંભળો, બોલાવે તમ વીર;
લક્ષમણ કહે ખોટી વાત છેરે, કંઈ કપટ જેવી વાતરે. ૧૩
કપટ છે તમ દીલડાં વીશે ને, હું સમજી આ વાર;
ભીડ પડી બંધવને વનવીશેરે, તમે બેઠા કરો વિચારરે. ૧૪
કુદ્રષ્ટી મુજપર તમ તણીને, તેમાં નહીં સંદેહ,
જાણ્યા તમને લક્ષમણ દીયરરે, આવા પાપ તમારા આજરે. ૧૫
સીતાનાં વચન વાગ્યાં રૂદે વિષેને, ચઢી લક્ષમણને રીસ;
વાડીને ફરતી ચોકી મુકીનેરે, ચાલ્યા ત્યાંથી તેતો જાયરે. ૧૬
ધુપ પડે ધરતી તપેરે, જોગી ઉભો બહાર;
સત્ય પાળવાને કારણેરે, ભીક્ષા આપોહો રામ કેરી નારરે. ૧૭
આપવી હોય તો આપો મનેરે, નીકર મુખે કહો નાયરે;
વાર થાય મનેરે ઘણીરે, મારો સંગ કેદારનાથનો જાયરે. ૧૮

ઉંચી મેડી આકાશમાંને, તીર્યાં સરોવર ઘાટ;
સીતાને રાવણ હરી ગયોરે, પછી મઢીમાં ઉડે છે કાગરે. સ૦૧૯
રાવણને જોઇ સીતા સતીરે, કરતાં ઘણો વિલાપ;
ન કહેવાનાં વચન લક્ષ્મણને કહ્યાંરે, લીધું પાપ માથે અપારરે. સ૦
સત વચની સત બાંધવોને, સતનો ચાલનહાર;
આગળ બુદ્ધિ મારી પોહોચી નહીરે, ઘણા કર્યા તિરસ્કારરે. સ૦ ૨૦
નીચ બુદ્ધિ સ્ત્રી જાતનીરે, નહીં મનમાં કાંઇ વિચાર;
પોતાના સ્વાર્થને કારણેરે, કરે પુરૂષને ખુવારરે. સ૦ ૨૧
મૃગ મારી રામ આવીયાને, આડો ઉતર્યો સાપ,
એ મારા બંધવાર, આજે ચિત્રીત્ર દીસે હાજરે. સ૦ ૨૨
ધનુષ મેલ્યાં હું કડાને, બાણુજ મેલ્યાં બહાર;
એ મારા સગુણ બાંધવારે ગઇ સકળતીજ નારરે. સ૦ ૨૪
મેં જાણ્યું લક્ષ્મણ રસીકલો, તે સારાં કરશે કામ;
ના માર્યો વનમાં મૃગલોરે, નવ રાખી સીતા નારરે. સ૦ ૨૫
કુવા ઢંકણ ઢાંકણુંને, ખેતર ઢાંકણુ વાડ;
બાપનું ઢાંકણુ બેટડોરે, ઘરનું તે ઢાંકણુ નારરે. સ૦ ૨૬
રામ રૂવે લક્ષ્મણ રીઝવેને, ના રોશો મારા વીર,
બીજી પરણાવીશું સુંદરીરે, તેનું નામ ધરાવીશું સીતાનારરે. સ૦
જળ જળ કમળ ના નીપજે, વન વન ચંદન નવ હોય;
સતી સીતા એક છે રે, એવી ઘેર ઘેર સીતા ના હોયરે. સ૦ ૨૮
રામ રૂવે લક્ષ્મણ રૂવે ને, રૂવે પંખી જન;
ત્યાં રૂવે હનુમાન એકલારે, એમને સીતા લાવ્યાની ઘણી હામરે. સ૦ ૨૯
રામે બીડાં આપીયાં ને, હનુમાને લીધાં હાથ;
આજ્ઞા હોય તો ઉડીયેરે, તેડી લઇ આવું સીતા માતરે. સ૦ ૩૦

ત્યાંથી હનુમાન ઉડીયાને, પડ્યા લંકાની માંય;
જોયા ચોરાશી ચઉટાંને, જોયા બાવન બજાર,
પછી જોયું રાવણકેરૂં રાજરે. શામરૂં. ૩૧
જોઇ રાવણની રાણીયોને, જોયા રાવણના મહેલ;
જોઇ રાવણની મેડીયોરે, પછી આવીયા તે વાડી મહાંયરે. સ૦ ૩૨
વાડીમાં જઇ વનફળ લાવતારે. તેનો કરતા આહાર;
લીલી વાડી સુકી કરીરે, પછી દીઠા છે સીતા માયરે. સ૦ ૩૩
ક્યાંથી તમે અહિં આવીયાને, શું છે તમારૂં નામ;
કોણે તમને મોકલ્યારે, અહી શું છે તમારૂં કામરે. સ૦ ૩૪
રામે હમને મોકલ્યાને, હનુમાન મારૂં નામ;
પંચવટીથી અમે આવીયારે, મારે શોધ લેવાનું કામરે સ૦ ૩૫
આગળ દરીયો જળ ભરીઓને, ત્યાં રાક્ષસનો ભોય;
શી રીતે તમે આવીયારે, શાથી પહોંચી તમારી હામરે. સ૦ ૩૬
સાત સમુદર સુકા કરૂંને, રાક્ષસનો વાળું કેર;
આજ્ઞા હોય તો ઉડીએરે, લઇ જાવું માતાજીને ઘેર. સ૦ ૩૭
વાડી સઘળી ઉજડ કરીને, લગાડી લંકામાં લાહાય;
અસ આદિ રાક્ષસ મારીયારે, વરતાવ્યો લંકામાં ત્રાસરે. સ૦ ૩૮
ત્યાંથી હનુમાન ઉડીયાને, આવ્યા રામજી પાસ;
રામને સમાચાર આપીયા, કુશળ છે સીતા માતરે. સ૦ ૩૯
ત્યાંથી રામ ચાલીયાને, આવ્યા લંકાની માંહ્ય;
પથર કેરી પાર બાંધીનેરે, સેન ઉપાડયું પેલી પારરે. સ૦ ૪૦
લંકાગઢ રામ પહોંચીયાને, રાવણને થઇ છે જાણ;
ઇંદ્રજીત યુધ્ધે ચઢયોરે, ત્યારે લક્ષ્મણને મુર્છા થાયરે. સ૦ ૪૧
કડવી હોજો લીમડીને, મીઠી હોજો છાંય;

બંધવ હોય તો બોલડારે, પણ અંતે પોતાની બાયરે. સ૦ ૪૨
સુખમાં સાંભરે સુંદરીને, દુઃખમાં સાંભરે રામ;
વનમાં સાંભરે બંધવારે, મારી ભાંગી તે જમણા હાથની બાંયરે.સ૦૪૩
નવ મહીના ઉદરમાં રાખીયાને, નવ જાણી માની વાત;
બાળપણામાં જેની મા મરેરે, તેને ચોદશના વાયરા વાયરે. સ૦૪૪
દુઃખના બેલી બંધવાને, માડી જાયા વીર;
તેની તોલે કોઇ ના હોયરે, એતો સુખ દુખમાં સાથેર. સ૦ ૪૫

## લાવણી.

અજોધા નગરથી ચાલવું, તેની ચાલ દો જન ભાઇરે;
એક તો મારી જોડ ખંડીત થાય, એ દીન દોહલા કેમ જાય.૪૬
લક્ષમણ જાગને હોજીરે, બંધવ બોલને એકવાર;
માય વિના સુની બેટડીને, ભાઇ વિના સુની બેનરે.
એવો ગોળ વિના મોળો કંસાર, તેનો સુનો થયો સંસાર;લ૦ ૪૭
આવ્યા તારે ત્રણ જણાને, જઇશું એકાએકરે.
માતા તે મારી પુછશે, ત્યારે શો ઉત્તર દઇશું. લ૦ ૪૮
ચૌદ વરસ વન વિશે રહ્યા, નવજાણી સુખ દુઃખની વાતરે.
અંતે મને દગો કરીને, તમે ચાલ્યા ગયા મુજ ભ્રાત. લ૦ ૪૯
બ્રહ્મચરીય વ્રત તમે પાળીયુંને, તજી નિંદ્રાને આહારરે;
રાત દીવસ ચોકી કરી અમતણી, રહી ઘર બહાર. લ૦ ૫૦
પુત્ર વિના પરિવાર સુનો, સ્ત્રી વિના સુનાં ઘરબારરે;
બંધુ વિના બેસ નહી કોઇની, મિત્ર વિના શો વિચારરે. લ૦ ૫૧
ભરત શતરૂઘન મને પુછશે, ક્યાં ગયો લક્ષમણ ભાઇરે;
આવી વાત તમારી સાંભળીને, રોશે સુમિત્રા માઇરે. લ૦ ૫૨
ઉઠો બંધવ ચાર થાય છે, મારવો રાવણ રાયરે;

પછી જાઇએ અવધપુર વિરો, સાથે લઇ સીતાય. લ૦ ૫૩
રામના વિલાપ જોઇને, રૂવે સેના તમામ;
ધનવંતરી વૈદ ઉપાય શોધીનેરે, કીધી હનુમાનને આગ્નારે.લ૦ ૫૪
હનુમંત મન હીમત ધરીને, દ્રોણાચલ લેવા જાય;
પલક એકમાં પાછા આવીયારે, વળી લક્ષમણુની મુર્છાયરે.લ૦ ૫૫
કુંભકરણ ઇંદ્રજીતને માર્યો, બહુ બળીયા કુમાર;
જમાઇ મરાયા સઘળા રાવણુનારે, પછી રાય કરે વિચારરે. લ૦૫૬
અહી મહી મીત્ર પોતા તણાને, તેડાવ્યો રાવણે સાર:
રામ લક્ષમણુને ચોરી ગયારે; મહીકાવતી નીરધારરે. લ૦ ૫૭
પ્રભાતે શોધ કીધી સેનામાંરે, નવ દીઠા લક્ષમણુ રામ;
સેન્યા રોવા લાગી બધી રામનીરે, રોવા લાગ્યા અષ્ટ પ્રધાનરે.૫૮
હનુમાને પગલાં કહાડીયાંને આવ્યાં સમુદ્દર તીર;
મકરધ્વજને ત્યાં બાંધીઓરે, એતો ગયા છે પેલી પારરે. લ૦ ૫૯
દેવી ડેરામાં પેશીને ત્યાં દેવી થયા તતખેવ;
રામ લક્ષમણુ ત્યાં આવીયારે,એમણે કીધીછે હનુમંત સેવરે. લ૦ ૬૦
મહી રાવણુનું મોત સાંધીને, તેને પણ માર્યો ઠાર;
તેની રાણીને વરદાન આપીયાંરે, પછી આવ્યા તે લંકા મોઝારરે.લ૦૬૧
લંકામાં યુદ્ધ કરીને છેદ્યા, રાવણુના દશ શીશ;
અસુરનો અંત આણીયોરે, પછી હરખ પામ્યા જુગદીશરે.લ૦૬૨
રાણી કીધી મંદોદરીને, આપ્યું વિભીક્ષણુને રાજ;
સીતા લઇ રામ સંચર્યારે, આવ્યા અજોધ્યા મોઝાર. લ૦ ૬૩
માતાએ મોતીડે વધાવીઆને, હઇડે હરખ ન માય;
મોતી કેરા ચોક પુરીઆરે, લીલા નૌબત ત્યાં થાયરે. લ૦ ૬૪
શોભાવી અવધનગર તણાને, ટાળ્યાં જનનાં દુઃખ;

આડ પાળ્યાં માત તણુંરે, લવલેશ રાખી નવ છુપરે. સ૦ ૬૫
રૂડો ગરબો બજરંગી તણોને, વાંચો નીત્ય નરનાર;
હનુમંત કેરા પ્રતાપથીરે, છોટા કહે ઉતરો ભવપારરે. સ૦ ૬૬

## સાત વાર.

આદીતે આનંદ સૈયર કહું છું રે,
મારે ગિરધરશું ઘરવાસ વ્રજમાં રહું છુંરે;
સોમે પામ્યા સુખ શીવજી ફળીયારે,
આ નંદજીનો લાલ મુજને મળીયારે.
આ મંગળે મને હેત હરિશું લાગ્યું રે,
આ હ્રદયકમળનું બાણુ હઇડે વાગ્યુંરે;
આ બુધ આવ્યો મુખ જોવા જઇયેરે,
આ છાનાં કરીએ સેજ વહાલાં થઇએરે.
આ બ્રહસ્પતી ગુરૂ પ્રતાપ સુખ છે સહુનેરે;
આ સખી ઘણો આનંદ સખી વહુનેરે;
શુકરના સરવ બોલ સઉને ગમતાંરે,
આ લેતાં તાળી હાથ રજની રમતાંરે.
આ શનીશ્ચરે સંદેશો હરીને કહાવ્યોરે,
આ જોગ બન્યો છે આજ રમવા આવોરે.
આ સાત વાર જે ગાય નર ને નારીરે,
તેનો વઇકુંઠ વાસજ થાય દેવ મોરારીરે.

## સાત વાર.

( હારતડે હાલાજીને હીંડવું—એ રાગ. )

આદીતે આકળ કળા નારી, જોવુંરે હું તો વદનકમળ વારી;

ત્રીકમજીરે શું તારી આવોને ઘેર જસોમતીના જાયા;
મને તારી લાગી છે માયા. આવોને. ટેક. ૧
શ્રામે તો શોભે સોહાગી, મને તો તારી લેહે લાગી;
કટારી કાળજડે વાગી. આવોને. ૨
મંગળે તો મન વિચાર કરીએ, ધીરજ તો કઈ પેરે ધરીએ;
દીવસ રાત રોઇ રોઇને મરીએ. આવોને. ૩
બુધે તો બુદ્ધિ વિચારો, દુખરે મારૂં દીલ મધે ધારો;
મને તો વિરહાગ્નિમાં શીદ બાળો. આવોને ૪
ગુરૂવારે ગુણ ગાઉ તારા, અવગુણ શા છે હમારા;
આંખે વહે આંસુની ધારા. આવોને. ૫
શુકરે શું કરીએ હેલી, નમેરા તો નાથ ગયા મેલી;
હવે મારૂં કોણ થશે બેલી. આવોને. ૬
શનીવારે શામળીયો આવ્યા, થાળ ભરી મોતીડે વધાવ્યા;
ગોપીના સુખસાગર કરાયા. આવોને. ૭
સાતે વાર સમજીને ગાશે, તેનાં સહુ દુખ દારિદ્ર જાશે;
કહે તેને સુખ સંપત થાશે. આવોને. ૮

## પંદર તિથિઓ.

પડવે આવી પકડો મારી બાંહરે, છોગાળા—એ રાગ.

પડવે પ્રિતમ પ્રીત તજી કેમ ચાલ્યારે ગીરધારી;
માનીતી-કુબજાને મોહોલે માલ્યારે, હો ગીરધારી. ૧
બીજે બંસીવટમાં વાટયુ જોતીરે, ગીરધારી;
કોઇ મળે મથુરાં વાટ પુછી લેતીરે, હો ગીરધારી. ૨
ત્રીજે ત્રીકમ તન મારાં તરફડતાંરે, ગીરધારી;
ગોકુળીઆમાં ઘેલાં ઘેલાં ફરતાંરે હો ગીરધારી. ૩

ચોથે ચતુરભુજ શરણે રાખોરે, ગીરધારી;
હરી સુખ દુખ કેરી વાત અમશું ભાખોરે, હો ગીરધારી. ૪
પાંચમે પુરૂષોતમ કેમ વીસરીરે, ગીરધારી;
પ્રિત કરી કેમ મુકી વૃજની નારીરે; હો ગીરધારી. ૫
છઠીને દીન છોગાળો જો આવેરે; ગીરધારી;
વાંસલડીના શબ્દે વન ગોલાવેરે; હો ગીરધારી. ૬
સાતમે શામળીઆ વીણુ નવ ગમતુરે; હો ગીરધારી;
રહે મનડું મારૂં હરીવર પાછળ ભમતુરે; હો ગીરધારી. ૭
આઠમે અલબેલા અંતરજામીરે, ગીરધારી;
લ્યો દાસીની સંભાળ ગરૂડાગામીરે; હો ગીરધારી. ૮
નોમે નૌતમ ખેલ કરે વ્રીજવાસીરે; ગીરધારી;
ન ગોઠે ગોવિંદ ખેલ સહુ ઉદાશીરે; હો ગીરધારી. ૯
દશરાને દીન સરવ સજે શણગારરે, ગીરધારી:
પણ હરી વિણુ લાગે આગ તણા અંગારરે; હો ગીરધારી૧૦
એકાદશી ઓછવ તે નવ ગમતોરે; ગીરધારી;
અલબેલો કામામી રહે છે દમતોરે; હો ગીરધારી. ૧૧
બારશે બહુ વિધથી ખેલેરે ગીરધારી;
શા કરમે મુકી ગયા મને ગોવાળારે; હો ગીરધારી. ૧૨
તેરશે આ તનડું ફટકી જાયરે, ગીરધારી;
વહાલા વિના તો મંદીરમાં ખાવા ધાયરે; હો ગીરધારી. ૧૩
ચઉદશે ચીંતામાં ગઇ છું ચુકીરે; ગીરધારી;
માત પિતાની લજ્જા મેં તો મુકીરે; હો ગીરધારી. ૧૪
પુનમને દીન પુરણ પ્રગટે ચંદરે; ગીરધારી;
પણ શામળીઆ વિણુ કરે અતિ આક્રંદરે; હો ગીરધારી. ૧૫

આ પંદર તિથિ હરિ વિયોગ દુઃખની ગાશેરે; ગીરધારી;
ગોવર્ધનમી સ્વામી પ્રસન્ન થાશેરે; હો ગીરધારી. ૧૬

## પંદર તિથિઓ.

પડવાની પણ પ્રીત ગતમત ભુલીરે;
મારા હરિ વિના એક વાત સરવે સુનીરે. ૧
બીજે બાળે વેશ રહી છું બાળીરે;
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળીરે. ૨
ત્રીજે ત્રીભોવનરાય મંદિર પધારોરે;
હરિ આવીને આપણે ઘેર હેત વધારોર ૩
ચોથે ચંચળ નાર ચતુરા ચાલેરે;
પેલો વડોદરાનો વઈદ દુખડાં ટાળેરે. ૪
પાંચમના પડદા હરી શું રાખ્યારે,
મારે પ્રેમરસ પીવા કાજ હરી રસ ચાખ્યારે. ૫
છઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે,
મારે પેલા ભવની પ્રીત આવી મળશેરે; ૬
સાતમના સંતાપ હરીશું અમનેરે,
આ શું કહીએ મહારાજ લાજ નહિ તમનેરે. ૭
આઠમે ઓછવ થાય હરી હોય હેલીરે,
મારે સોળ ગોપીયોનો સાથ રમવા ઘેલીરે. ૮
નોમે નમેરા નાથ નમણા ન થઈયેરે;
આ ગોકુળીયું મેલી મથુરાં ના જઈયેરે. ૯
દશમે દિનરાત દેહી મારી દાઝેરે,
ઘેર નાવલીઓ રીસાય તે મધું ગાજેરે. ૧૦

એકાદશીનાં વ્રત મારે કરવાંરે,
શ્રી જમનાજીનાં ધ્યાન મારે ધરવાંરે. ૧૧
દ્વાદશીને દહાડે દરશન અમને દેજોરે,
મારા શામળીયા ભગવાન સનમુખ રહેજોરે. ૧૨
તેરશના તો તન અમારા તુટયારે,
આ હરી હરી કરતાં હોઠ મારા સુકારે. ૧૩
ચઉદશે તો ચતુરનર શું વાહાયારે,
ઘેર રાધા સરખી નાર શું રીસાયારે. ૧૪
પુનમે તો પંદર તથો થઇ કહાવેરે,
મુને શેજલડીએ સુતા નીદ્રા ના આવેરે. ૧૫

## પંદર તીથીઓ.

હરી હઠ મેલને રાધે, મેરી સંગ બોલને રાધે;
અબોલા બોલને રાધે, ઘુંઘટડા ખોલને રાધે,
કહ્યા મેરા માનને રાધે.
પડવે મોરી સાહેલડી, પીઉજી વાડીએ જાય,
પિઉજી લાવે દાડમ, ગોરી છોલેને પિઉજી ખાય;
હરી હઠ મેલને રાધે. ૧
બીજે મોરી સાહેલડી, બાળોજ ઉગ્યો ચંદ,
દાડમ કેરે દંતડે, ગોરી આ શો માંડયો ફંદ,
હરી હઠ મેલને રાધે.
ત્રીજે મોરી સાહેલડી તરીઆજ વારેવાર,
આશું ભુલી સુંદરી, ભુલી કંકુને કાજળ સાર;
હરી હઠ મેલને રાધે. ૩
ચોથે ચમકતી મેં સુણી, જોબન બાળે વેશ,

ભર જોબનમાં એકલી જેના પીઉ ગયા પરદેશ;
હરી હઠ મેલને રાધે. ૪
પાંચમે મોરી સાહેલડી, પંથ પલંગ કંથ દુર;
ભર જોબનમાં એકલી, મારૂં જોબન જાય ભરપુર.
હરીહઠ મેલને રાધે. ૫
છઠે મોરી સાહેલડી, છઠીજ વારોવાર,
પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું હારોહાર;
હરીહઠ મેલને રાધે. ૬
સાતમે મોરી સાહેલડી, સાતેજ કીધો સ્નેહ,
ચોમાસાની રત ચીકણી, ઝીણા ઝરમર વરસે મેહ;
હરીહઠ મેલને રાધે. ૭
આઠમે મોરી સાહેલડી આઠજ જોડા જોડ,
પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું મોડામોડ;
હરીહઠ મેલને રાધે. ૮
નોમે મોરી સાહેલડી, નવલાંજ પહેરૂં ચીર,
દીપક લેઇ મેહેડે ચડું, મારે નયણે વછુટયાં નીર,
હરીહઠ મેલને રાધે. ૯
દશમે મોરી સાહેલડી, દશરા પુજવા જાય;
પુજ્યા તે નર પામીયા, મારા રાયજાદા ભરથાર;
હરીહઠ મેલને રાધે. ૧૦
અગીઆરશે મોરી સાહેલડી, મેં કીધી શીવરાત,
પરોઢીએ ઉઠી પારણાં કરૂં, મને કૃષ્ણ જોયાની ઘણી ખાંત;
હરીહઠ મેલને રાધે. ૧૧
બારશે મોરી સાહેલડી, બારજ બાંધ્યા બંધ,

ફસનારા નર ફસી ગયા, એતો કદીએ ન છુટે બંધ,
હરી હઠ મેલને રાધે. ૧૨ ૧૨
તેરશે મોરી સાહેલડી, વાદળ વાપ્યો રંગ.
ઓસડની ગોળી એક છે મને ડસીયા કૃષ્ણ ભોરંગ;
હરી હઠ મેલને રાધે. ૧૩
ચઉદશે મોરી સાહેલડી, પાસા લીધા હાથ,
મેં જાણ્યું પડશે પાધરા, એતો પડીયા છે બારેવાટ;
હરીહઠ મેલને રાધે. ૧૪
પુનમે મોરી સાહેલડી પુરીજ કરજો આશ,
મેં જાણ્યું હરી આવશે, હવે થઇ બેઠી છું નિરાશ;
હરી હઠ મેલને રાધે. ૧૫

## પંદર તીથીઓ.

સખા પડવે પંથે ચાલ્યારે. મહાવનનાં મારગ ઝાલ્યારે;
સાથે સીતાને લક્ષમણ બાળા, રઘુપતિરામ રૂદયમાં રહેજોરે. ૧
સખી બીજે મઢીમાં બીરાજેરે, જેરાં નદીયો તણાં નીર ગાજેરે;
રામ મેલી ગયા રૂડું રાજ, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૨
સખી ત્રીજે તે વન કેરી ઝાડીરે, દશ ફળ મંગાવે છે દહાડીરે,
સારી શોભે શીતાજીની વાડી રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૩
સખી ચોથે કેવડીયો મહેકેરે, ફાલ્યો ફુલ્યો તે મોગરો બહેકેરે;
એવી લીલી લતાઓ લેહકે; રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૪
સખી પાંચમે પોપટ પાળ્યોરે. પાંખ લીલીને કાંઠલો કાળોરે,
મુખે રામ ભણંતો બાંધ્યો રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૫
સખી છઠે છેતરવાને આવ્યો, કુડો કપટી રાવણ સાથે લાવ્યોરે;

એ મુખમો મૃગ બનાવ્યોરે, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૬
સખી સાતમે શ્રીહરી સમર્યારે, વાડી ભેળી ઉરાડ્યા ભમરારે;
રૂખ સાહિને ઉપાડયા ઠમસ, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૭
સખી આઠમે એને નિહાળ્યોરે, ધનુષધારીને મૃગલો મારેરે;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૮
સખી નોમે તે નાખ્યો તીરરે, જઈ વાગ્યો છે મૃગ શરીરરે;
વારે ધાજો લક્ષમણ વીર, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૯
સખી દશમે કહે લક્ષમણનેરે, બેલી વીરો બોલાવે છે તમનેરે;
આડી આણુ દીધી છે અમને, રઘુપતિ રામ રૂદયમાં રહેજો. ૧૦
સખી એકાદશી અપવાશીરે, લંપટ લેવાને લાગ તપાસીરે;
રાવણ સીતાને લઇ ગયો નાશી, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૧૧
સખી બારસે હનુમાન બળીયોરે, ઠેકી સમુદ્ર પાર નીકળીયોરે;
જઇ જોગમાયાને મળીયો, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૧૨
સખી તેરશે ત્રંબાળુ ગાજેરે, હાક હનુમાન કેરી વાગેરે;
હાહાય લંકા તે ગઢમાં લાગે, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે ૧૩
સખી ચઉદશે ચિત વિચારીરે, ફોજ વાંદરાની રચી સારીરે;
રામે રાવણ નાખ્યો મારી, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે. ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યા, થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે. ૧૫
સખી પંદર તિથી થઇ પુરીરે, એમાં એક નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૧૬

## પંદર તિથીઓ.

સાંભળ સાહેબા વાતડી, મુજ દીલની આજે;

હાંહાંરે મુજ દીલની આજે. ટેક.
સ્યામ સખી વહી ગયા, જુરૂ દીવસને રાતે:
હાંહાંરે જુરૂ દીવસને રાતે. ૧
પડવે પ્રીતિ મેં કરી, પાતળીયા સાથે. હાંહાં૦
દુઃખ દરીઆમાં મહેલીને ગયા મુજને નાથ. હાંહાં૦ ૨
બીજે અંતર બીડીયું તપે વિરને તાપે, હાંહાં૦
ગેબી ઘા મને મારીયો, કહીયે કો આગે, હાંહાં૦ ૩
ત્રીજે કેમ તજી ગયા શો વાંક હમારો, હાંહાં૦
કુબજાશું રંગે રમો ઘટે તોલ તમારો, હાંહાં૦ ૪
ચોથે ચીત મેં જાણીયું હરી આવે મળશે. હાંહાં૦
સુખ સખી સહુને થશે, દુઃખડાં દુર ટળશે: હાંહાં૦ ૫
પાંચમે પીંડ હું જાણુતી નવ પ્રીતી. હાંહાં૦
કાળજુ કોરી નાખીયું, કરી દુસ્મન રીતી. હાંહાં૦ ૬
છઠે છળ કરી છેતરી, ગયા ગોકુળ મેલી; હાંહાં૦
વૃહે અગ્નિ આંચમાં, મુકી મુંજને ઠેલી. હાંહાં૦ ૭
સાતમે સહુ સખીઓ મળી, વિચાર શો કરવો. હાંહાં૦
જીવણ જો આવે નહિ, આ દેહ નથી ધરવો. હાંહાં૦ ૮
આઠમે ઓધવ આવીયા, તેણે જોગ બતાવ્યો; હાંહાં૦
બહુ રીતે સહુ સમજાવીયા ગોપી મન ભાવ્યો. હાંહાં૦ ૯
નોમે નમી ઓધવ કહે, તમ પ્રેમે હું રાચ્યું; હાંહાં૦
પ્રેમ ભક્તિ મુજને મળે. હરી પાસે હું જાચું. હાંહાં૦ ૧૦
દશમે દીન મથુરાં વિશે ઓધવજી આવ્યા; હાંહાં૦
આવતાં હરીયે પુછીયું સમાચાર લાવ્યા. હાંહાં૦ ૧૧
ઓધવજી હરી બોલીયા, મુજ ગર્વ હળ્યો છે: હાંહાં૦

ગોપીના પ્રેમ આગળે, જોગ ઝાંખો પડયો છે. હાંહાં૦ ૧૨
દ્વાદસી દીને દવ બળે, જે રીતે વનમાં; હાંહાં૦
તે રીતે વ્રહ વ્યાપીઓ, ગોપીના તનમાં. હાંહાં૦ ૧૩
તેરશે મન વીચારીયું, પ્રભુએ મનમાંહી; હાંહાં૦
ગોપી સહુને સુખ દેઉ, જાઉં ગોકુળ માંહી. હાંહાં૦ ૧૪
ચઉદશ દીન ચીંતા કરે સહુ વ્રજની બાળા; હાંહાં૦
હજુ સુધી નવ આવીયા, મણી નંદલાલા. હાંહાં ૧૫
પુનમ દીન પ્રભુ આવીયા, આનંદની હેલી; હાંહાં૦
આગે ભરી રાગ મોતીએ, ગોપી થઇ છે ઘેલી. હાંહાં૦ ૧૬
પંદર તીથીઓ પ્રેમની, સહુ સુણજો કરણે; હાંહાં૦
રણછોડ કહે છે કરગરી, પ્રભુ રાખજો શરણે. હાંહાં૦ ૧૭

## પંદર તીથીઓ.

પુનમે અમને પુરણ દરશન દેજોરે, છોગાળા,
દયા કરી મારી દેહનાં દુખડા ખેજોરે. મોરલીવાળા ૧
પડવે આવી પકડો મારી બાંહરે, છોગાળા.
કોઇ સારા સુખની શીતળ રાખો છાંયરે. મોરલીવાળા ૨
બીજે મારી બાળક બુદ્ધી કાપોરે, છોગાળા.
દયા કરીને શીતળ સુખડાં આપોરે. મોરલીવાળા ૩
ત્રીજે હું તો તત્પર થઇને બેઠીરે, છોગાળા.
મુખની વાણી મુજને લાગે મીઠીરે. મોરલીવાળા ૪
ચોથે ચતુરા શું ગયા છો ચુકીરે, છોગાળા.
કાંઇ લેહ લાગી મેં લાજ સર્વની મુકીરે. મોરલીવાળા ૫
પાંચમે પુરણાહુતી કેહેવાયરે, છોગાળા.
મુજથી હરિ વિના તો ઘડીએ ના રહેવાયરે. મોરલીવાળા ૬

છઠીના લખ્યા લેખ તે કેમ ટળશેરે, છોગાળા.
મુજથી પતિવ્રતાનાં કારજ કરવાં પડશેરે. મોરલીવાળા ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે, છોગાળા.
આ મોરલીને શબ્દે ચાલુ છું માતીરે. મોરલીવાળા ૮
આઠમે અવતરીઆ અંતરજામીરે, છોગાળા.
જાદવકુળમાં જન્મ્યા છો અંતરજામીરે. મોરલીવાળા ૯
નોમે કરીયાં નરપતીનાં કામરે છોગાળા.
મુજને મેલી ગયા મથુરા ગામરે, મોરલીવાળા ૧૦
દશમે દાવાનળ આવી કોપ્યોરે, છોગાળા
કોઇ સામો કંસ મારીને રણસ્થંભ રોપ્યોરે. મોરલીવાળા ૧૧
એકાદશીના પડદા આવી ખોલોરે, છોગાળા.
કોઇ અંતરજામી અમ સંગાથે બોલોરે, મોરલીવાળા ૧૨
બારશે વંદ્રાવન રસ્તો ઝાલોરે, છોગાળા.
મુજ બાળ જીવને શું મેલો છો વીલોરે. મોરલીવાળા ૧૩
તેરશે કોઇ ચરણ કમળ ચિત લાગ્યુંરે, છોગાળા
કંઈ જન્મોજન્મની ભક્તિ તમારી માગુંરે. મોરલીવાળા ૧૪
ચઉદશે ચરણકમળની દાસીરે, છોગાળા.
મુજ સંગળવાસી ગયા મથુરાં નાશીરે. મોરલીવાળા ૧૫
અમાસે કોઇ ધરણીધર કહેવાયરે, છોગાળા.
કોઇ નરસીંહ મેહેતો ગુણ તમારા ગયારે. મોરલીવાળા ૧૬

## પંદર તિથીઓ.

પડવે પાતળીયા ગીરધારી મારે ઘેર આવજોરે લોલ,
બીજે બાળક મેં તું બાહાર કે, મેં સમજાવીયું રે લોલ.
ત્રીજે ત્રણ ભુવનનો નાથ મોતીડે વધાવીએરે લોલ;

ચોથે ચંચળ બોલી નાર મથુરાની વાટમાંરે લોલ.
પાંચમે પગલાં ભરજો કેમ કે મારે ઘેર આવજોરે લોલ;
છઠે છોગાળા ભગવાન કે ભગતને તારજોરે લોલ,
સાતમે સરદ કરે એકાકાર કે ગોકુળ ગામનીરે લોલ;
આઠમે અવતરીયા ભગવાન કે નિરખુ નાથનેરે લોલ.
નોમે નૃત્ય કરે એક નાર કે ગોકુળ ગામનીરે લોલ,
દશમે માર્યો મામો કંસ કે મથુરાંની વાટમાંરે લોલ;
એકાદશી પુરણુ લાવ્યા નાર કે સતભામા ખરીરે લોલ.
બારશે બહુ બળીયા ભગવાન કે દશોદીશ વાપીયારે લોલ,
તેરશે ધન ધુવે એક નાર કે ગોકુળ ગામનીરે લોલ;
ચઉદશે બનસીગટને ચોક કે રાશ રમાડજોરે લોલ,
પુનમે પંદર તથો થઇ પૂરી કે હરી ગુણ ગાઈ રહીરે લોલ.

## મલ્હાવરાવનો રાસડો.

પિતળ લોટા જળે ભર્યાંરે દાતણુ કરતા જાવરે મલાવરાવ.
શહેરનો સુબો ક્યારે આવશેરે. ટેક.
દાતણુ કરશું વાડીએરે ફરતી ફિરંગીની ફોજરે. મલાવરાવ. ૧
ચીની તે પ્યાલા તેલ ભર્યાંરે મરદન કરતા જાઓરે. મલાવરાવ.
મરદન કરશું વાડીયેરે ફરતી ફિરંગીની ફોજરે. મલાવરાવ. ૨
તાંબા તે કુંડીયો જળે ભરીરે નાહાવણુ કરતા જાઓરે. મલાવરાવ.
નહાવણુ કરીશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે. મલાવરાવ. ૩
રાંધી રસોઇઓ એમ રહીરે, ભોજન કરતા જાઓરે. મલાવરાવ.
ભોજન કરશું વાડીયેરે, ફરતી ફીરંગીની ફોજરે; મલાવરાવ. ૪
પાન સોપારીને એલચીરે, મુખવાસ કરતા જાઓરે. મલાવરાવ.
મુખવાસ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે. મલાવરાવ. ૫

સોના તે કેરાં ગોગટારે રમત રમતા જાઓરે. મલાવરાવ.
રમત રમશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે. મલાવરાવ. ૬
હીંચણ સામો ઢોલીયોરે, પોઢણુ કરતા જાઓરે. મલાવરાવ.
પોઢશું કરશું વાડીએરે ફરતી ફિરંગીની ફોજરે. મલાવરાવ. ૭
ક્યાંથી આવ્યા પીટયા જાંગલારે, માથે ટોપીને ભુરો વેશરે. મ.
હાટે રૂવે હાટ વાણીયારે, ચોરે રૂવે ચારણ ભાટરે. મલાવરાવ.
શેહેર છોડી સુમો નીસર્યોરે લીધી નડીયાદની વાટરે. મલારાવ. ૯

# ભાગ ચોથો.

## અભિમન્યુનો ચકાવો.

સરસ્વતી સ્વામીને વીનવુંરે, ગણપત લાગુ પાયરે;
અજોધ્યા નગરીમાં દહીતનો વાસો તેના તે મસ્તક છેદોરે,
દહીતે કાળે કૃષ્ણે કજીઓરે માંડયો.
દહીતોમાંથી દહીતાની નાઠાં, ગયાં ગયાં વનમાં ગયાંરે,
વનમાં જઇ અહલોચન જન્મ્યા.
સોના કામઠડીને રૂપાના ભાલા, અહલોચન રમવા નીસર્યારે;
જઈ રહ્યા વગડારે વચે.
વનરે વગડામાં એક પંખી જનાવર.
તેરે જનાવર અહલોચનને મારયું; ડાશી તે મેણું બોલીરે,
બહુ છે બળીયો ને બળવંતો,
એવો છે તો તારા બાપનું વેર લેને;

ત્યાંથી અહલોચનને ઝાળો લાગી જઈ રહ્યા ઘર આંગણેરે
કે મારી માતા મારો બાપ કોણે માર્યો,
ડોશી તે મેણાં બોલીરે.
તારો તે બાપ કાળા કૃષ્ણએ માર્યો,
બબે કોડા લઈ અહલોચન ચાલ્યો, જઈ રહ્યા વન વચેરે.
વનરે વગડાના લીલાં વૃક્ષરે વાઢ્યાં,
ડાળા ડાળાં પડયાંરે મુકયાં: થડીયાં ઉપાડયાંરે,
લાકડાની બાંધી ભારારે,
ત્યાંથી અહલોચન સુતારી ઘેર આવ્યો.
ભાઈરે સુતારી તું મારો વીરો, પેટી ઘડી મને આલરે,
બોતેર ખાનાને એકજ કોઠો,
ત્યાંથી અહલોચન લવારી ઘેર આવ્યો.
ભાઇરે લુવારી તુમારો વીરો, મને પેટી જડી આલોરે,
છત્રીસ તાળાં ને બત્રીસ કુંચીયો, પેટી મને જડી આલરે:
ત્યાંથી અહલોચન ચિતારા ઘર આવ્યો.
ભાઇરે ચીતારા તું મારો વીરો. પેટી ચિતારી આલ સારીરે,
ત્યાંથી અહલોચન દરજીડા ઘેર આવ્યો.
ભાઇરે દરજીડા તું મારો વીરો, આની મને ગાદી સીવી આલરે,
પેટી ઉપાડી અહલોચન આવ્યો.
જઇ રહ્યો વગડારે વચે, વડની છાયે પેટી મુકીરે,
બ્રાહ્મણને વેશે કાળા કૃષ્ણજી આવ્યા.
કયાં જાઓ છો મારારે જજમાન, કૃષ્ણનું વેર વાળવા જાઉંરે,
કહો ગોરજી કાળા કૃષ્ણ કેવારે હશે;
તુ સરખાને તારારે જેવા; દેહીનું પ્રમાણું આલોરે.

આ મારા ગોરજી દેહીનું પ્રમાણુ,
ત્યાંથી અઇલોચન પેટીમાં સમાણા, કાળા કૃષ્ણે તાળાં અડકાવ્યાંરે
ગોર મારા ગોર મને બહાર કાઢો,
કોણ તારો ગોરને તું કોનો જજમાન, હું છું કાળો કૃષ્ણરે;
પેટી હતી તે આકાશે ફેકાડી.
આકાશના દેવતારે જગાડયા, આ જુદ્ધ કેણે માંડયાંરે;
અઇલોચન ને કાળા કૃષ્ણએ માંડયા.
પેટી હતી તે પાતાળે પછાડી, પાતાળના શેષનાગ ડોલ્યારે,
આવું તે જુદ્ધ કોણે માંડયું.
અઇલોચનને કાળા કૃષ્ણયે માંડયું, તેનો થયો ખડભડાટરે,
ત્યાંથી અઇલોચન મૃત્યુરે પામ્યા.
અબે પેટીને કાળો કૃષ્ણજી ચાલ્યા, જઇ રહ્યા દ્વારકાં ગામરે,
પેટી હતી તે સુભદ્રાને આપી,
જોજોરે બેની આ પેટી ઉઘાડતાં સાચવી રાખજો પાસેરે;
નણંદ ભોજાઇ બે માથાંરે જુએ.
નણદલ તમારા ભાઇ શું લાવ્યા, એ મુજને દેખાડોરે,
પેટી હતી તે સુભદ્રએ ઉઘાડી.
ભાઇનું કહ્યું સુભદ્રાએ ન માન્યું, શ્વાસમાં શ્વાસ સમાઇ ગયોરે,
પેહેલો માસ એળે ગયો.
બીજેને માસે સૈયરને સંભળાવ્યું ત્રીજાનો મરમ ન જાણ્યોરે,
ચોથે માસે માતાને સંભળાવ્યું.
પાંચમા માસે બાંધી રાખડી, છડે તે કઠીયલ દુખરે;
સાતમેને માસે ખોળા ભરાવ્યો.
ખોળા ભરાવીને મહીઆર વળાવ્યાં, આઠમનો મરમ ન જાણ્યોરે,

નવમેને માસે અભેમન્યુ જનમ્યા.
સોનાની સળીએ નાળ વધેર્યાં, પાણી સાટે દુધડે નવરાવ્યારે;
ચીર ફાડીને બાળોતીયાં કીધાં.
જાદવનારે પારણાં બંધાવ્યાં, ચોખા સાટે મોતીડે વધાવ્યારે;
પાંચ વરસના અભેમન્યુ થયા.
લેઇ પાટી ભણવારે ગયા, ભણીગણી નવછંદા થયારે;
પોતાના કાકા સગાઇયોરે લાવ્યા.
ઓતરા અભેમન્યુ તારારે નારી, વઇરાટની કુમારીરે;
લીલાને પીળા વાંસ વઢાવો, નવરંગી ચોરી ચીતરાવોરે,
ત્યાંથી અભેમન્યુ પરણવાને ચાલ્યા, સારા તે શુકન થયારે.
ત્યાંથી અભેમન્યુ સરોવરીએ આવ્યા, સુકાં સરોવર લીલાં થયારે
ત્યાંથી અભેમન્યુ ભાગોળે આવ્યા, ભાગોળે ભેરો વગડાવોરે
ત્યાંથી અભેમન્યુ ચઉટામાં આવ્યા, ચઉટામાં ચમર ઢોળાવોરે
ત્યાંથી અભેમન્યુ જાનીવાસે આવ્યા, સાસુજી પોંખવા આવ્યાંરે
ત્યાંથી અભેમન્યુ માંડવે આવ્યા, મામાજી કન્યા પધરાવોરે
ત્યાંથી અભેમન્યુ ચોરીમાં આવ્યા, માજી મામાજી દો કન્યાદાનરે
પેહેલુંને મંગળ હરતું ને ફરતું, દાદાજી દો કન્યાદાનરે
દાદાએ આપ્યાં ઘોડીલાનાં દાન,
બીજુંને મંગળ ચોરીમાં વરત્યું માતાજી દો કન્યાદાનરે
માતાએ આલ્યાં ગાવડીઓનાં દાન
ત્રીજુંને મંગળ ચોરીમાં વરત્યું, વીરાજી દો કન્યાદાનરે
વીરાએ આલ્યાં વેલડીઓના દાન
ચોથું તે મંગળ ચોરીમાં વરત્યું, ભાભીજી દો કન્યાદાનરે
ભાભીએ આલ્યાં ઓટડીયાનાં દાન

ત્યાંથી અભેમન્યુ પરણીને ઉઠયા માતાને પાયે લાગ્યારે,
પોતાની માએ આશીશરે આપી
ઘણું જીવો દીકરા ઘણો આવરદા ઓતરા તારી નારીરે
જોજો અભેમન્યુ તારીરે ગોરી, ગોરી છે ગુણુવંતીરે
અમારા તે કુળમાં એવીરે રીતો વર સાથે કન્યા ન હોયરે
પેહેલેરા પોહોરનાં શમણાંરે લાગ્યાં
આરે શમણામાં કોરાં કંકણુ નાંદ્યા
એરે શમણા તે દીકરી આળપંપાળ તારાં શમણાં પડો સુકે લાકડેરે
બીજેલા પોહોરનાં શમણાંરે લાગ્યાં
આરે શમણામાં કોરાં ઘરચોળાં પહેરયાં
આરે શમણાં દીકરી આળપંપાળ શમણાં પડો રાંક રેંટીએરે
ત્રીજેરા પોહોરનાં સમણાંરે લાગ્યાં
આરે શમણામાં રાયકા આણુરે આવે
આરે શમણાં દીકરી આળપંપાળ શમણાં પડો સમુદ્ર બેટમાંરે
ચોથેરા પહોરનાં શમણાંરે લાગ્યા
બાળુડો અભેમન્યુ જુધ્ધે ચડે ને ઓતરાનાં આણાં આવ્યાંરે
ઓતરાના બાપની ઉંચી હવેલી
સોના કચોલાં ને રૂપાના દોરા ઓતરા માથલાં ગુંથેરે
હીરૂડી વીરૂડી સાંઢે રતનો રબારી વેગે આવતો દીઠોરે
મારીરે માતા તમે પોઢેલાં જાગો મારે આણેલાં આવ્યાંરે
ઘણુંરે જીવો દીકરી એ શું બોલ્યાં
બારીએથી રહીં ઓતરાએ પુછ્યું
ક્યાંથી આવ્યા વીરા ક્યાં તમે જાશો ?
બાળુડો અભેમન્યુ જુધ્ધે ચડે છે ઓતરાને આણે આવ્યોરે

બારીએથી ઓતરાએ પડતારે મુકર્યા ના રહી સુધને સાનરે
ઓતરાના દાદાએ ડોસીડા જગાડયા ચુંદડી કાઢો આજ સારીરે
સારી સારી કાઢેને નુકશાન નીસરે
દાદે દોસીડાને મારવા લીધો
ઓ મારા દાદા શીદને મારો છો ઓતરાના કરમનો વાંકરે
ઓતરાના દાદે મરૂડીયા જગાડયા ચુડીલો કાઢો બહુ સારારે
સારા સારા કાઢે નંદાયલા નીસરે
દાદે મરૂઢીયાને મારવા લીધો
ઓ મારા દાદા શીદને મારો છો ઓતરાના કરમનો વાંકરે
ઓતરાના દાદે સોનીડા જગાડયા વાળીઓ કાઢ આજ સારીરે
સારી સારી કાદે નંદાએલી નીસરે
દાદે સોનીડાને મારવા લીધો
ઓ મારા દાદા શીદને મારો છો ઓતરાના કરમનો વાંકરે
ઓતરાના દાદે માળીડા જગાડયા ગજરા કાઢો મોંઘા મુલનારે
ખીલેલા કાઢેમે કરમાએલા નીકળે
દાદે માળીડાને મારવા લીધો
ઓ મારા દાદા શીદને મારો છો ઓતરાના કરમનો વાંકરે
ઓતરાના દાદે મોચીડા જગાડયા મોજડીઓ કાઢે મોંઘા મુલનારે
રાતી રાતી કાઢેને કાળી કાળી નીકળે
દાદે મોચીડાને મારવા લીધો
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે
ઓતરાના દાદે શરઇયા જગાડયા, સારૂ સારૂ કંકુ કાઢોરે
કંકુ કાઢેને કાજળ નીસરે
દાદે સરઇયાને મારવા લીધો

ઓ મારા દાદા શીદને મારોછો ઓતરાના કરમનો વાંકરે.
દાદે સાસરવાસે ઓતરા વળાવ્યાં રાયકો તેડીને જાયરે.

## વળામણા.

કે મને મારીને રથડા ખેડરે    બાળા રાજારે.
કે મને યુધ્ધે તે સાથે તેડરે    બાળા૦
કે મને યુદ્ધ જોયાના રસકોડરે    બાળા૦
કે આપણુ સરખા સરખી જોડરે    બાળા૦
કે લાવ હું ધરૂં હથીયારરે    બાળા૦
કે કરૂં કઊરવનો સંહારરે    બાળા૦
કે છોડી યુદ્ધ વળો ઘેરરે    બાળા૦
કે તમને આપું મારા બાપનું રાજરે    બાળા૦
કે નારી કેશ સમુળા કાઢેરે    બાળા૦
કે રથ ઉપર દેહ પછાડેરે    બાળા૦
કે રથ હાંકો તો રામજીની આણુરે    બાળા૦
કે રથ ખેડો તો કાઢું મારા પ્રાણુરે    બાળા૦
કે મારા વગડામાં રથડા રોકયારે    બાળા૦
કે મારા સસરા મેણાં બોલ્યારે    બાળા૦
કે વહુ આવતી ભમરાળીરે    બાળા૦
કે મેંતો નથી દીઠી પગની પાનીરે    ઓતરા૦
કે તારૂં મુખ દેખી યુધ્ધે ન ચડતરે    ઓતરા૦
કે મેંતો નથી દીઠી નાકની ડાંડીરે    ઓતરા૦
કે મામા કૃષ્ણુનો જાજો વંશનો    ઓતરા૦
કે મને પાટા બાંધીને પરણ્યાવ્યોરે    ઓતરા૦
કે મને સમરથ સાસરી દેખાડરે    બાળા૦

કે મને સાસરી જોયાનો રસકોડરે બાળા૦
કે મારા કંકણ દોરા છોડરે બાળા૦
કે મને સમરથ સસરો દેખાડરે બાળા૦
કે મને ઘુંઘટ તાણ્યાનો રસકોડરે બાળા૦
કે મને દીયર દીવડો દેખાડરે બાળા૦
કે મને હોળી રમ્યાના રસકોડરે બાળા૦
કે મને નાનીશી નણુદી દેખાડરે બાળા૦
કે મને ઢીગલી રમ્યાના રસકોડરે બાળા૦
કે મને સમરથ સાસુજી દેખાડરે બાળા૦
કે મને પાય પડયાના રસકોડરે બાળા૦
કે મને જોડની જેઠાણી દેખાડરે બાળા૦
કે મને જોડે હીડયાના કોડરે બાળા૦
કે મને વાદુલી દેરાણી દેખાડરે બાળા૦
કે મને વાદ લીધાનો રસકોડરે બાળા૦
કે મારૂં માથુ વાઢીને દડો ખેલરે બાળા૦
કે તારી કેડની કટારી મને આલરે બાળા૦
કે જમણી કુખે ધર્યો સુરરે બાળા૦
કે તારી જમણી કુખ ના ધરીશરે ઓતરા૦
કે તારી કુખે મોતીગર દીકરોરે ઓતરા૦
કે શ્રી દેશે રામનું નામરે ઓતરા૦
કે સારૂં રાખશે બાપનું નામરે ઓતરા૦
કે તેથી સરસે તમારૂં કામરે ઓતરા૦
કે તારી ઢાલડીના ઓઠે મને રાખરે બાળા૦
કે તારા આવતાં ઝીલીશ બાણુરે બાળા૦

કે ઝાલી ઝાલી ઘોડલીયાની વાગરે બાળા૦
કે મેલો મેલો ઘોડલીયાની બાગરે બાળા૦
કે મારા ચડયા શા બાઇબંધ દેખેર બાળા૦
કે મેં તો ધાવતાં બાળ છોડાવ્યારે બાળા૦
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યારે બાળા૦
કે મેં તો ધાવતાં ધેન વછોડયારે બાળા૦
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યારે બાળા૦
કે મેં તો છાંણે છાણું ભાંગ્યુંરે બાળા૦
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યુરે બાળા૦
કે મેં તો દીવે દીવો કીધોરે બાળા૦
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યારે બાળા૦
કે હું તો પથરે પાનીઓ ધોતીરે બાળા૦
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યારે બાળા૦
કે મેં તો વેતી નીકે દીધો પગરે બાળા૦
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યાંરે બાળા૦

## ગરબી ૧ લી.

ગીરધારીરે વાલમ વાત વિચારો મનમોહન આંખ ન મારો
મનમોહનરે મુકો મારગ માવા કેમ રોકો જુમના જાવા ટેક.
રસીયાજીરે પ્રીત તમારી જાણી મારી ભાગશે દહીની દોણી
કહું વિઠલરે રહેજે અમથી અળગો શીદ મને જાતાં વળગો

ઝુલ.

નવ પાલવડો મુજ તાણોરે જુગતીની રીત નવ જાણોરે
હું જાણું જદુવિર શાણોરે, કહું કેશવરે મુકો કાવા દાવા
કેમ રોકો જુમના જાવા ૧

નહીં આપુરે દાણુ દધીનું આજે, નથી લાવી તમારે કાજે
મુકો પાલવરે ફાટે ચુંદડી મારી, હું સમજી વાતો તમારી

ઝુલ.

મુકો મહી મારાં ઢોળાશેરે મારાં ચીર ચુંદડી ભિંજાશેરે
હરી હાણુ હસતાં થાશેરે પ્રભુ હમશુંરે ફંદ કરો કેમ આવા
કેમ રોકો જુમના જાવા. ૨

હરી જાયછેરે સાથ સૈયરનો મારો, મેં જાણ્યો તુને ધુતારો
નહી સરશેરે અરથ હરિવર અમથું કહું છું મોહન સાચુ તમશું.

ઝુલ.

નવ કરો નયનનો ચાળોરે અમો દઇશું જદુવિર ગાળોરે
લજવાશો કામણગારારે શામળીઆ શીખ કહુ સમજાવા.
કેમ રોકો જુમના જાવા. ૩

નવ નાંખોરે છાતીએ હાથ હઠીલા, કહું વચન તો પડશો વીલા
મુખ પલકેરે ચુંબન કરવા કાજે, એવી વાત જવા દો આજે

ઝુલ.

મુકો હાર હૈયેથી તુટેરે મારી ચોળીની કસ વછુટેરે
વળી મહીનું ગોરસ ફુટેરે ગોરધનનારે સ્વામી બનો કેમ આવા.
કેમ રોકો જુમના જાવા. ૪

# ગરબી ૨ જી.

રાગ ઉપર પ્રમાણે.

મેં જાણીરે જીવણ તારી પ્રીતી નવ સમજો સ્નેહની રીતી.
વનમાળીરે વનમાં વાત જે કીધી, મારી સાસુએ સમજી લીધી
વળી નણદીરે કાનો કહી બોલાવે મને મેણાં દઇને ખીજાવે.

ઝુલ.

મારો પરણ્યો મને દુઃખ દેછેરે વળી વચન વિલોકી કહેછેરે
તેથી અંતર બળતું રહેછેરે પણ, તોડીરે નથી પ્રિતમ તુજ પ્રિતી.
નવ સમજો સ્નેહની રીતી. ૧
સામળીયારે હાક મને શીદ મારો ના સાન કરી સમજાવો
સહુ જાણેરે વાતલડી સૌ તારી મારી કહે કેમ ગીરધારી

ઝુલ.

કહે કેમ શામળીઓ આવેરે માટે કહુંછુંરે મોહન મારી રીતી
નવ સમજો સ્નેહની રીતી. ૨
કહે સાસુરે વહુજી રહેજો ઢંગે કેમ જાઓ સામળીઆ સંગે
વહુ કાલેરે વાર લાગી કેમ વાટે મળ્યો મોહન જમુના ઘાટે

ઝુલ.

શાથી ચુડી નંદવાઇ તારીરે કેમ ફાટી કંચુકી તારીરે
વાત જાણુંછું સારી નઠારીરે તમે જોડીરે પાતળીઆ શું પ્રીતી
નવ સમજો સ્નેહની રીતી
માટે મોહનરે આવવું નહી તમારે હું આવીશ જમુના આરે
બેસી સુખ દુઃખરે વાત કરીશું વનમાં કો નવ જાણે જન ગોકુળમાં

ઝુલ.

નથી જુદી હું તમથી પ્યારારે નવ રહેશો મુજથી ન્યારારે
છોજી પ્રાણજીવન તમો મારારે કહે ગોરધનરે કોઇથી હું નવ બીતી
નવ સમજો સ્નેહની રીતી

# ગરબી ૩ જી નરસીંહજીની.

## રાગ ઉપર પ્રમાણે.

નરસીંહજીરે વડોદરાના વાસી તુજ ચરણે કોટીક કાશી ટેક.

અવતીમાંરે ઉત્તમ નામ તમારૂં આવ્યા છો ભક્તને સારૂં
તમ માર્યોરે હીરણ્યકશ્યપ વારૂ પ્રહલાદ ઉગારણુ સારૂ

ઝુલ.

કીધું મોટું કામ મોરારીરે, બહુ બહુ ભક્ત જનોને તારીરે
બસ્યા વડોદરે ગીરધારીરે, તુજ ભજન કરે મટશે શોક ઉદાશી.

તુજ ચરણે. ૧

બળતીછેરે જ્યોત અખંડીત સારી, ભર્યો ટાંકા ઘીનાં ભારી
કારતકનીરે શુદ ચૌદશ જે વાર, મળે મંડળીજન અપાર.

ઝુલ.

તહાં ભરાય લોક હજારોરે; મળે માલ લેનારરે સારોરે,
નહીં આવે દર્શનનો વારોરે ત્યાં રહીછેરે જળહળ જ્યોત પ્રકાશી

તુજ ચરણે. ૨

તુળસી વાડીએરે પ્રભુ પુજન જાય, બહુ ભીડ લોકની થાય;
ત્યાં ઓછવરે રૂડો કરે હરીજન કરે ભાવીક સહુ દર્શન.

ઝુલ.

પ્રભુ ધરતા નવા શણુગારરે, વરઘોડો શોભે અપારરે,
સુખપાલે બેસે મોરારરે, તુળશીશુરે લગન કરે સુખવાસી.

તુજ ચરણે. ૩

અધરાત્રેરે પરણીને આવે વાલો, ચૌટામાં ચતુર રૂપાળો;
બહું વિધથીરે વાજાં ઉત્તમ વાગે, પ્રભુ સુખપાલે બીરાજે

ઝુલ.

છુટેછે આતસબાજીરે ઝુંડ જોઇને થઇએ રાજી,
રહયો શબ્દ શ્રવણમાં ગાજીરે, બલીહારે ગોરધન હું દશી

તુજ ચરણે કોટીક કાશી. ૪

# ગરબી ૪ થી રણછોડજીની.

રાગ ઉપર પ્રમાણે.

લટકાળારે શ્રી રણછોડ રૂપાળા, મન મોહન મોરલીવાળા. ટેક.
શામળીયારે સુંદર રૂપ તમારૂં, દેખી મન મોહે મારૂં;
અણીયાળીરે આંખલડી અલબેલા છો નંદ કુંવર વર ઘેલા.

ઝુલ.

મંદીર તો ગગને ગાજેરે, દરવાજે દુદંભી વાજેરે;
પ્રભુ ડાકોર માંહી બીરાજેરે, છો ભક્ત તણા પ્રતીપાળા,
મન મોહન મોરલીવાળા. ૧
ગુણવંતારે ગોવરધન કર ધાર્યો, કાળજવર કંસને માર્યો;
બંધનથીરે માતા પીતા છોડાવ્યાં, વળી ગોરધન ઢોર ચરાવ્યાં,

ઝુલ.

છે અકળકળા અવિનાશીરે તમે મારી પુતના માસીરે,
વળી થયા મથુરા વાસીરે ગોકુળમાંરે બનીઆ આપ ગોવાળા;
મન મોહન મોરલીવાળા. ૨
દેવળમારે સિહાસન શુભ છાજે તે ઉપર શામ બીરાજે,
મુરતીમારે રૂપ અલોકીક ભાસે જ્યાં જળહળ જ્યોત પ્રકાશે;

ઝુલ.

સુખ સજ્યા સુખમય સારીરે, રેશમ ચાંદી બહુ ભારીરે;
મંદીરની શી બલીહારીરે, શોભાછેરે સુંદર ત્યાં રઢીયાળા
મન મોહન મોરલીવાળા. ૩
મુસ્તક પરરે મુગટ મણીમય શોભે તે જોઇને મન લોભે;
કેસરીઆરે પેહેરીયા વાઘા લાલે; ચંદન કીધું પ્રભુ ભાલે.
કર મધે મોરલી ધારીરે, સામે ઉભા શ્રીગીરધારીરે;

જોઈ ગોરધન બલીહારીરે પાયે લાગુરે જશોદાજીના બાળા.

મન મોહન મોરલીવાળા. ૪

## ગરબી ૫ મી અંબાજીની

રાગ ઉપર પ્રમાણે

ધન્ય અંબારે આરાસુર પટારાણી, તને વિશ્વ બધાએ જાણી
મા અંબારે ધારી ત્રીશુળ પાણી, ગોખ, મધ્યે બીરાજે રાણી

ઝુલ.

ચો બ્રહ્માંડે તુને જાણીરે, તારી કીરતી બધે ફેલાણીરે
સૌ લોકે તને વખાણીરે, આદ્યશક્તિરે વેદ વદે છે વાણી.

તને વિશ્વ બધાએ જાણી. ૪

મા તુ છેરે સૃષ્ટિ તણી સુખદાતા તારી ગતી ન જાણે વિધાતા
નારદજીરે વીણાધરી ગુણ ગાતા, તુજ દરશનથી સુખ સાતા

ઝુલ.

માને સેવક ઝાઝુ ચાહાતારે, ગુણ મંડપ માંહિ ગવાતારે
જય જય શબ્દ વિઝાતારે; મા ગુણોરે ગાતા પ્રેમશું વાણી

તને વિશ્વ બધાએ જાણી. ૨

મા ત્રિપુરારીરે તારી ઘણી બલીહારી વાઘ ઉપર કીધી અસવારી
કર લીધીરે ઢાલ કટારજ ધારી મા શોભા બની બહુ સારી

ઝુલ.

માનું ચંદ્ર વદન સુખકારીરે, વારે વારે લેઉ ઓવારીરે
તારી અકળ ગતીછે ન્યારીરે, જુગતંબારે નયન રૂપ વખાણી

તને વિશ્વ બધાએ જાણી. ૩

અમ વારે તું છે ભવની ભોળીરે, પહેરી કુંકુમવરણી પટોળીરે;
કેશરીયે રંગ ભરેલીરે માની જોડ ન જડે ખોળી

જુસ

મા મૈસાસુર રગદોળીરે. ચંડ મુંડને નાખ્યા ચોળીરે
દૈતને પાડયા છે ઢોળીરે એમ લીધા રે સેવક કાજે શાણી
તને વિશ્વ બધાએ જાણી. ૪

ભવાનીરે ભજતાં ભાવટ જાશે, પાપ તાપ તો સર્વ કપાશે.
ગુણવંતીરે લહેર હશે તો આવશે ગુણ ચાચર માંહે ગવાશે.

જુત.

માના દરશન થકી દુખ નાસેરે, પ્રેમ ધરી આ ગરબો ગાશેરે;
મા પરશન તેને થાશેરે ચંદ્ર ગાએરે સેવકને લો તાણી,
તને વિશ્વ બધાએ જાણી. ૫

## માળાની ગરબી ૧ લી.

બાઇ કામણગારા કાન માળા ચોરીરે
જયાર પુછશે સાસુ પેર સહીઅર મોરીરે
જો ઉડીને છેડલો સહુ તો વિસ્મિત ભાસે આજરે;
આણગાને શું મહોડે કહીએ, નીરલજને શી લાજ મા. ૧
ગોળ પોતાનો ચોરી ખાઇએ, કજીએ સણુગટ વાળીરે;
સ્વાર્થે મુજ સાસુ જુવે, વરણાગીઓ વનમાળી. મા૦ ૨
સાસુ મારી છે અતિ સાપણ, નણદલ નાર ઠગારીરે;
શુભ પહેલાં ચોરસ ગુંથે કેડ ન મેલે: મારી. મા. ૩
પરણ્યો અમારી પેર ન જાણે, નહિ રહ્યાનો ઠામરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રશીયો, શરણે રાખશે શામ. મા. ૪

## ગરબી ૨ જી.

મારી સાસુ પુછશે વાત માળા કયાં ગઇરે,
વહુ કાનની ત.રે કંઠે, મેં દીઠી નહીરે. ટેક.
લાકડી માળા તમારી, મેં કાનને કંઠે દીઠીરે,

આવડી ડાહી તને કેમ કરી, વળી વાત કરે છે મીઠી. મા.
શા માટે તેને આપી છે ને શા કીધો ઉધારોરે;
શા માટે મારા મંદિર પધારે, મોહન કામણગારો. મા.
હરી સંગાથે હસતાં દેખી, હઇડાં મા.i દાઝેરે;
હાણુ થયાનું દુખ નથી પણ, હરીને માઠું લાગે. મા.
રામ કૃષ્ણ પ્રભુ રંગનો રસીયો, કદીયે ન છુટે નાથરે.
મારી બઇજી છો મને ખીજે; તોપણ સમ હું ખાઇશ. મા.

## ગરબી ૩ જી.

મારી નણદલને ન ગમે તો મઇયર જાઇશરે,
બઇજી બુધ વના મેં માળા, ટોડલીએ ભરાવીરે;
સેલી થઇ ઘર કામજ લાગ્યું વળતી વિગત ન આવી. સ.
શું સમળી આકાશેથી આવી ગગને ઘોર ચાલીરે,
વંદ્રાવનમાં ગઊ ચરાવતાં ગોવિંદને હાથ લીધી; સ.
અમે વહુઆરૂ નાનાં માટે બોલતાં મન બીજેરે,
મોહનનું મીઠું મન કરાવી માળા માગી લેજે. સ.
ઘેર ઘેર પુછી જોજોને ઓલ્યું ન પડે બહારરે;
રામ કૃષ્ણ પ્રભુ રંગનો રસીયો સઊની લે સંભાળ, સ.

## ગરબી ૪ થી.

તારે નણદલ બોલી વાત સમ શા ખાશોરે,
જ્યારે આવશે મારો બ્રાત સાચાં થાશોરે;
કેહેવા દેને મારા ભાઇને એને કાનુડો બહુ વાલોરે,
મોહનને રૂડા દીસો તો માળા અમારી આલો. સમ.
કે દહાડાનું કિરતકુલ તે કયાંય આવો નિસારીરે,
તે મેં કહાનને કાને દીઠું સાખ્ય સઇયર મારી. સમ.

હરીને પ્રીત પ્રીતે નીરખ્યા વિના વહુને અન ન ભાવે
સાસુજીએ સાહેબો ગર્ગને વહુજી માટે બાવે. સમ૦
વહુને આની ઘણો વહાલો છે શામજીએ શામસ્વરૂપ,
રામક્રષ્ન પ્રભુ રંગનો રસીયો, મથુરાનો ભગવાન. સમ૦

## પ્રેમની ગરબીઓ.

### ગરબી ૧ લી.

કહેજો રે કાન તારી માને કહેવા દેને કાનઃ
વટે છે રસી ઉગમને માણુ. તા૦ ૧
બીવરાંવા તે બાજી નાગી, ખરૂં લોઢું આરસપહાણ. તા૦ ૨
વંદ્રાવનની કુંજગલીઓમાં હલકું પીપળીયાનું પાન તા૦ ૩
બાઈ મિરાં કહે પ્રભુ ગીરધર નાગર વાળ્યાં અમારાં વાન. તા૦ ૪

### ગરબી રે જી.

કાન માગ્યો દો જશોદાજી કાન માગ્યો દો. ટેક.
આજની રજની રંગભેર રમવા,
પ્રભાતે પાછો લ્યો. જસોદાજી૦ ૧
કહાં કાંબીને અણુવટ વિછુવા,
હાર હૈયાના લ્યો. જશોદાજી૦ ૨
હસ્તિને ઘોડા માલ ખજાના,
વહેલ સમ જોડી લ્યો. જશોદાજી૦ ૩
મિરાબાઈ કહે પ્રભુ ગિરધર નાગર,
ચરણકમળ ચિત લ્યો. જશો૦જી૦ ૪

### ગરબી ૩ જી.

લીધુંરે લટકે, મારૂં મન લીધુંરે લટકે. ટેક.
વંદ્રાવનમાં વેણુરે વગાડે,

વાંસ તણે કટકે મારૂં મન લીધુંરે લટકે. ૧
આજ ભંગ કરયાં ગીરધારી;
અમને મારયાં છે ઝટકે મા૦ ૨
પાથ પિતાંબર હરીએ પહેર્યાં;
મોહી હું તો પીળુડે પટકે. મારૂં૦ ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ;
ચરણકમળ ચિત્ત અટકે. મા૦ ૪

ગરબી ૪ થી.

મહી ઢળશે મારૂં, મોહનલાલ મહી ઢળશે મારૂં;
લાખ એ લાખનું માટ નંદાશે શોભિતું સારૂં મો૦ ૧
રહે વનમાળી ન કરો આળી અમે વહુવારૂ મો૦ ૨
ફૂલ પડે તેની ચોસર ગુંથે લોક બોલે નઠારૂં. મો૦ ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ ચરણકમળ વારૂ. મો૦ ૪



# ભાગ પાંચમો.

## ગરબી ૧ લી.

( હાંરે ચાલો ડાકોરમાં જઈ વસીએ એ રાહ. )

હાંરે મારા મોહન મળજો,
હાંરે મારી આશા પુરણ કરજોરે. મારા૦ ૧
હાંરે મારે ઘેર આજ નથી વાલા;
હાંરે મારા ઘરભણી વળજોરે, મારા૦ ૨

હરિ હું આવી પણ આપ મળ્યા નહી;
હારે કહો ક્યારે હવે મળશોરે. મારા. ૩
હરિ હરીભટના હરી છો રંગ રસીયા;
હારે મળી હવે દુખ મારૂં હરજોરે. મારા. ૪

ગરબી ૨ જી.

હરિ લટકાળો ગીરિવર ધારી,
હરિ મને મારી નેન કટારીરે લટકાળો હરિવર ધારી,
હરિ આજ મળ્યારે વહાલો જુમનાકી તીરે;
હરિ એની રૂપ રમીક છબી ન્યારીરે, લટકાળો૦ ૧
હરિ શામળીએ કર્યું સાનમારિ;
હરિ મારા પ્રાણ થકી ઘણા પ્યારોરે લટકાળો૦ ૨
હરિ હરીભટના હરીએ કર્યું કામણ;
હરિ મારી શુધબુધ સરવે વિસારીરે. લટકાળો૦ ૩

ગરબી ૩ જી.

હારે મારા સમ કાલે મળજે;
હારે પેલું વચન બોલ્યા તે પળજોરે. મારા૦ ૧
હરિ રસ્તે આળ ન કરીયે વહાલા,
હારે મારી સાચી વાત સાંભળજોરે. મારા૦ ૨
હરિ ઘણી પ્રીત કર્યા પછી ગીરધર;
હરિ પેલા લોક ડરાવ્યા ન ડરજોરે. મારા૦ ૩
હારે હરીભટના હરી છો હજુ કાચા.
હારે તે માટે પાછા વળજોરે. મારા૦ ૪

## ગરબી ૪ થી.

હારે જમુનાની તીરે વહાલો.
હારે જીવણને જોવા ચાલોરે. જમુ૦ ૧
હારે જમુનાની તીરે વાહાલો ધેન ચરાવે.
હારે મોરલી બજાવે નંદલાલોરે. જમુ૦ ૨
હારે ઘણે દહાડે ઘેર આવ્યા નહીરે જાવા દેઉ.
હારે મટે મનખા દેહીનો લાહોરે જમુ૦ ૩
હારે હરીભટના હરી છો રંગરશીયા
હારે મારા હૃદયકમળમાં વશીયા. જમુ૦ ૪

## ગરબી ૫ મી.

હારે ચાલો ચતુર કાંઇ લાજો;
હારે તમે આવી અમને શું બાઝોરે ચાલો૦ ૧
હારે વળગ્યા ન કરો વહાલા
હારે તમે શોર કરો શીદ ઝાઝોરે ચાલો૦ ૨
હારે દેખે દુરીજન થાઓ સમજણા;
હારે અમે લાજીએ ને તમે લાજોરે. ચાલો૦ ૩
હારે હરીભટના હરીને ન કરીએ ટુંકારા;
હારે માટે હેત ઘણેરાં અમને દાઝોરે. ચાલો૦ ૪

## ગરબી ૬ ઠી.

હારે મોહન મળતા નથી હમને;
હારે વાલા આમ શું આવ્યું તમનેરે મોહન૦ ૧
હારે હું તો ઘેલી થઇ ઘર ધંધો ભુલી,
હારે આ તનમન સોંપ્યું તમનેરે. મોહન૦ ૨

હારે પ્રભુ વિરહે આકુળ વ્યાકુળ થઇ છું,
હારે માટે મળજો રાતના અમનેરે. મોહન૦ ૩
હારે હરીભટના હરી મળો તો,
હારે નહી તો પ્રાણ તજુ હું પલમેરે. મોહન૦ ૪

ગરબી ૭ મી.

હારે વિઠલ માં વળગો હમનેરે
હારે પ્રભુ લાજ નથી કંઈ તમનેરે. વિઠલ. ૧
હારે સઉ સખીયો ગઇ મુજને રોકી;
હારે રહો પરા કહું હું તમનેરે. વિઠલ૦ ૨
હારે ઘેર જઈ સહુ સખીઓ કહેશે,
હારે તેની બીક ઘણી છે હરી મનમારે. વિઠલ૦ ૩
હારે હરીભટના હરી આજ જવાદો;
હારે વાલા કાલે મળીશ હું તમનેરે. વિઠલ ૪

ગરબી ૮ મી.

હારે મોહનની મોરલી વાગી;
હારે હું તો ભરનિંદ્રાથી જાગીરે. મોહન૦ ૧
હારે મેં તો ઘરમાં સઉ નીંદ્રામાં મુક્યાં
હારે ગઇ સખિને મળી જાગડભાગીરે. મોહન૦ ૨
હારે વાલો પ્રેમ ધરીનેરે રાસ રમાડયાં,
હારે મારા ભવની ભાવટ ભાગીરે. મોહન૦ ૩
હારે હરીભટના હરીયે દીધાં દરશન,
હારે મારી વ્રેહની વેદના ત્યાગીરે.

# ગરબીઓ.

## ગરબી ૧ લી.

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવોરે;
હું તો તલસુ તમારે કાજ, હસીને બોલાવોરે. ટેક
વીલમ ન કરશો વિઠલારે, આવો અમ ઘેર આજ
પેરપેરનાં પકવાન પકાવું, ત્રીકમ તારે કાજ. મારે० ૧
મનમાં હતું જે માવજીરે, મુખથી કેમ કેહેવાય;
આવી શંકા તો આવજોરે, મારૂં જોતામાં જોબન જાય. મારે० ૨
આ જોને આગણીએ ઉભારે, રંગીલા રણછોડ;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, પુરો મારા મનના કોડ. ૩

## ગરબી ૨ જી.

જેને પેહડા તે પરઘેર જાય, સખી શું કરીએરે;
અમથી એકલડાં ન રહેવાય, વિજોગે મરીએરે.
રૂપ જોતાંતા રશીયો રૂડો પરાણે કરે છે પ્રીત;
અણુતેડયો આગણીએરે આવે, એની એની રીત. સ०
બોલાવ્યો બોલે નહીંરે કાને કહીએ પેર;
શેરડીએ સામો મળેરે, વાલો નીચાં તે ઢાળે નેણ. સ०
છળભેદ છાના રમેરે, અમને વાયદે વાય;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી. વાલા બરથ પડે ઓળખાય. સ०

## ગરબી ૩ જી.

જાઓ જુઠડા બોલા કહાન જાણીએ જાણ્યારે;
એવા ધુતારાના ઢંગ, પરઘેર માણ્યારે.

વાર જોવંતા રજની વીતી, આવ્યા ઉગમતે સુર;
કામણગાર્યા કાનજીરે, વાલે અમને વિસાર્યાં છે દુર    જા૦
પરનારી શું પ્રીતડીરે, કીધી ઠામોઠામ;
અહીં આવીને શુ કરેરે, જેનો ઘેર ઘેર હોય વિશ્રામ.  જા૦
કોઇ મંદીરમાં કાનજીરે, કીધી લીલા લહેર;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, મેં તો જાણી તમારી પેર. જા૦

## ગરબી ૪ થી.

મને કૃષ્ણ જોયાના કોડ. સહીયર ચાલોરે
રૂખીઆજીને લાગુ પાય, હરીવર આલોરે;
દેરે દેરે દીવા કરૂંરે, પુજું શંકર દેવ,
શામળીયો વર પામવારે, હું તો કરૂં શંભુની શેવ.    સ૦
ગોકુળની ગોવાલણીરે, હીંડે મલપતી ચાલ;
એના ઉપર મોહન મોહી રહ્યારે એનું મુખડું તે લાલગુલાલ.સ૦
સાસુ મારી જસોમતીરે, સસરો શ્રી નંદરાય;
કંથ કોડીલા કાનજીરે, મારૂ સાસરૂ ગોકુળ ગામ.    સ૦
કાળદ્રોને કાંઠલેરે, નહાતા નીરમળ નીર.
વસ્ત્ર તે વિઠલો હરી ગયોરે, હું તો શેણેરે ઢાંકુ શરીર.    સ૦
ગાય શિખેને સાંભળેરે રાણી રાધાજીનો રાસ;
નરનારી વૈકુંઠ પામશેરે, ગુણ ગાયે નરસઈનો દાસ.    સ૦

## ગરબી ૫ મી

તારી મોરલીએ મહારાજ, મન હરી લીધારે;
મારી ગઇ છે સુધને સાન, કામણ કીધારે.
સાંભળતામાં સુધબુધ ભુલી, ને તનમન વ્યાકુળ થાય;

પુત્ર પતિ પરિવાર સઉકો, મને મંદીર ખાવા ધાય  મ.
અંતરમાં વ્યાકુળ થયારે વિસરે ભોજન પાન;
અવળાં આભુષણ પેહેરીઆરે મે તો નેપુર ઘાલ્યાં કાન,  મ
મેંથે કાજળ સારીયાં, સિંદુરે નયણે રેખ;
એકાએકથી ઉતાવળીરે નિસરી આવી તે દેખાદેખ  મ.
સનમુખ આવી ઉભા રહ્યારે, નયણે નિરખ્યા નાથ;
લક્ષ્મણના સ્વામીને રંગે રમતાં, મેં તો હરખે જોડયા હાથ  મ.



# ભાગ છઠ્ઠો.

## રાસલીલાઓની ગરબીઓ.

### ગરબી ૧ લી.

(જગમાં તે ડરેરે જગતમાં જે જન બોલે જુઠું—એ રાગ )
વનમાં લેઈ જઈરે, મુજને મુકાવી કાનુડે.  ટેક
આંખતણે અનસારે મુજને, સાન કરી સમજાવી,
મેં જાણ્યું આજ રજની રમવા હેત કરી બોલાવી  વન. ૧
મંદીરથી હું બહાર નીસરી, આવી એની પાસે
કર ઝાલી મુજને લેઈ ચાલ્યો જાણ્યું કંઇ લઇ જાશે.  વન. ૨
અઘોર વનમાં ઉભી રાખી, કહ્યું ખાવા કંઇ લાવું;
સામગ્રી બહુ ભાતભાતની જલદીથી લેઇ આવું.  વન. ૩
એમ કહી આ મારગ ચાલ્યો, બોલ્યા વેણુ રસાળુ;
વાટ જોતામાં રાત પડી ગઇ, ઉભી રસ્તો નીહાળુ.  વન. ૪
વન ગાજેને ઘોર અંધારી, રાતે વીજળી ઝબકે;

હું ગભરાણી કાંઇ ના સુજે; કાળજડું મારૂં ફટકે; વન. ૫
દાદર મોર બપૈયા બોલે, ઝરમર મેહુલો વરસે;
વનવગડામાં હું એકલી, પિયુ વિના જીવ તલસે. વન. ૬
વ્રેહેની જ્વાળા શરીરે વ્યાપી, તેથી થઇ હું ઘેલી;
એક દુઃખમાં બીજું થયું બાઇ વરસાદે કરી હેલી. વન. ૭
ચાર પોહોર રાતે અથડાણી, ના રહી દુઃખની બાકી;
મયારામના પ્રીતમ સારૂ, ફરી ફરી હું થાકી. વન. ૮

## ગરબી ૨ જી રાગ ઉપરનો.

હું તો એકલીરે, મુજને અઘોર વનમાં મેલી. ટેક.
ગભરાણી મારગ ના સુજે, અકળાયે જીવ જાશે;
અરે હરિ તેં આ શું કીધું પુંઠે વાતો થાશે. હુંતો. ૧
વેરણ મારી માવડી, મુને પેલેથી ના મારી·
ઉછેરીને મોટી કરી, ત્યારે સંગ થયો ગીરધારી. હુંતો. ૨
ત્યારે મુજને વનમાં લાગ્યા આ સુખને હું પામી;
કોની આગળ કરૂં વારતા, દુઃખની ના રહી ખામી. હુંતો. ૩
શું કરૂં હવે કોની પાસે, જઇ વિસામો ખાવું;
રેણી નીરગમી રવી પ્રગટ થાયે, મારગ ચાલી જાવું. હુંતો. ૪
શું જાણું એ ક્યાં ગયો, મુને વન વગડામાં મેલી;
મુજ સરખી રસ્તે મળી કોઇ સુંદર અલબેલી. હુંતો ૫
તેની વાંસે ગયો હશે એ કપટી કુંજવિહારી;
માયારામનો પ્રિતમ પ્યારે, થઇ ગયો વ્યભીચારી. હુંતો. ૬

## ગરબી ૩ જી.

મુજને દગો કર્યોરે પેલા નંદજીના છૈયે; ટેક.
માત તાતનું કહ્યું ન માન્યું ન કરયું કોઇનું વારયું;

અઘોર વનમાં તેડી લાવી કરયું પોતાનું ધારયું. મુજ. ૧
મારાથી છળભેદ કરીને, ક્યાં ગયો શું જાણું;
રાતદિવસ વનમાં આથડવું, ધીરજ કેઇ પેરે આણું. મુજ. ૨
અરે વીશ્વંભર આ શું કીધું. કેઇ નારે ભરમાવ્યો;
વ્હાલપણામાં વેર કરીને, ગયો તે પાછો નાવ્યો. મુજ. ૩
તેનો શોચ ઘણોરે મુજને, મનમાં સમજી રહીયે,
સુખ દુઃખ ક્રમે ભોગવવું. તે કોની આગળ કહીએ. મુજ. ૪
શાને કાજે વેરી થઇને આ વનમાંય ભમાવી;
રસ્તે દુઃખ પામું ઘણું, એને દયા કાંઇ નાવી. મુજ૦ ૫
એવો નિર્દય થઇ ગયો, એને શીખામણ કોણ આપે;
શોક સમુદ્રમાં હું પડી, મારૂં કાળજડું કાપે. મુજ૦ ૬
હે પરમેશ્વર કહું છું તમને, મ્હારે તે શું કરવું;
અકળામણ આવે ઘણી, આ જીવ્યાથી ભલું મરવું. મુજ. ૭
એક વિચાર મનમાંય કરૂં, જઉં વંદ્રાવનની વાટે;
મયારામનો પ્રીતમ મળશે, જમુનાજીને ઘાટે. મુજ૦ ૮

ગરબી ૪ થી.

કાનો ક્યાં ગયોરે, અહિયાં કોણ અમારૂં બેલી. ટેક.
બીક ઘણેરી લાગે મુજને, નીદ્રા નાવે જાગું;
ગિરીવરધારી કુંજવિહારી, ચરણે એને લાગુ. કાનો૦ ૧
શ્રી નારાયણ શ્રી પુરૂષોતમ વારે મારી ધાજો;
આ વનમાં અંધારી રાતે, સહાય આવીને થાજો. કાનો૦ ૨
રૂદન કરતાં રવિ પ્રગટ થયોને લાગી તાલાવેલી,
ઘેર જતાં ઘરનાં સૌ પુછે, ગઇતી ક્યાં એકેલી. કાનો૦ ૩
કસુંબે રંગેલી તારી, સાડી ભરણાં ચોળી.

વરસ દે ભીંજાઇએ આવી, માને રંગમાં રોળી, કાનો૦ ૪
તે માટે હું ઘેર જઉં કયમ, એકે દશા નવ સુજે;
કોની આગળ કરૂં વારતા, શરીર થરથર ધ્રુજે. કાનો૦ ૫
એવામાં એક નારી દીઠી, મહી વેચવાને જાતી;
ઉભી રહે બાઇ મારા સમ તુજને, હીંડે છે મદમાતી કાનો૦ ૬
કરજોડી તુજને પુછુંછું, ખબર હોય તો કેહેને:
નંદજીના કુંવરની મુજને ભાળ બતાવો દેને કાનો૦ ૭
હા બાઇ મેં હમણાં દીઠો તો કદમખડીની પાસે:
મયારામનો પ્રિતમ તુજને, જલદી ભેગો થાશે. કાનો૦ ૮

## ગરબી ૫ મી.

હું તો ઘેલી થઇરે, પેલા કાનુડાને સંગે, ટેક૦
સયર મારી શું કહું તુજને દીલડાં કેરી વાત;
સાન કરી મુજને તેડી ગયો. મંદીરમાં મધરાત. હું તો. ૧
શુ જાણું એણે શું કીધું, શું મુજને ખવડાવ્યું;
શું ચેટક લગાડયું મુજને, તેમાં ચિત ભરમાવ્યું હું તો. ૨
ને દહાડાનું મનડું કટકયું, કો આગળ જઇ કહીયે;
અહરનીશ સમરણ કરૂં એનું એ વિના કયમ રહીયે. હું તો. ૩
પ્રથમથી સૌ વાતો કરતાં, છે કાનુડો કપટી;
મુજને ભોળવી ભુરકી નાંખી, તેમાં ગઇ હું લપટી. . હું તો. ૪
નાત જાત મરજાદ તજીને, કોઇની બીક ન આણી;
કામકાજ ઘરધંધો ભુલી, લાલચમાં લોભાણી. હું તો. ૫
એની સારી વાત સાંભળી, કોઇ દયા મન લાવો;
હરેક રીતે એને સમજાવી મંદીર તેડી લાવો. હું તો. ૬
તો એની સંગે રમીને, દુઃખડાં સારાં વામું;

ચટક મારા ભવનું દુર થઇ, સુખસાગરને પામું. હુંતો. ૭
મુજને મોકલ્યું એ નહિ આગે, એનો નહી વિશ્વાસ;
મયારામના પ્રિતમ વિના, હુ ઘણી થઇ ઉદાસ. હુંતો. ૮

ગરબી ૬ ઠી

મુજને દગો કરીરે, પેલો ક્યાં ગયો કાનુડો. ટેક.
પેહેલેથી મુજને હેત દેખાડીં, કપટ કરતો વાતો,
મુજ સરખો અલબેલો મુકી, પરમંદીરમાં જાતો. મુજ. ૧
આકુંઅવળું ઘણું હું ધારૂં, કંઇ ન ફાવતો લાગ;
તહારા સમજો દેખું વાટમાં, ઉતારી લેઉ પાઘ, મુજ૦ ૨
શી એમા એની ને શોના કરતો નથી વિચાર;
દુરિજન વ્રજના લોક જાણશે હાંશી કરસે વ્રિજનાર મુજ૦ ૩
જો મારે મંદિરે આવે. કરજોડી રહુ ઉભી;
કોઈ સોકયે એને ભરમાવ્યો, શા વાકે મુને દુભી. મુજ૦ ૪
એના મનનું હારદ સમજી, વળતો ઉત્તર આપું;
શા માટે નગણો થઇ બેઠા, તનમન એને સોંપુ, મુજ૦ ૫
માટે જઇ કહેજે કાનાને, થઇ રહેજે હુશીયાર;
લોક લાજની ગરજ હોય તો મળજે એકજવાર; મુજ૦ ૬
મારા મનમાં એવું આવે, એના ઉપર મરીએ;
નહી તો જોગ ધારણ કરીને વંદ્રાવનમાં ફરીએ. મુજ૦ ૭
બેહેની મારી વાત સાંભળી; કોઇ દયા મન લાવો;
હરેક તરેહ એને સમજાવી, મંઢીરમાં તેડી લાવો. મુજ૦ ૮
એને શીખામણ દેઇ સમજાવે, તેની થઈ રહુ દાસી;
મયારામના પ્રિતમની આ વ્રિજમાં થાશે હાંસી. મુજ. ૯

## ગરબી ૭ મી.

( રાધીકાજી શ્રીકૃષ્ણને શોધે ને રાસલિલાનું સુખ સંભારે છે. ને છેવટ શ્રી કૃષ્ણનો સમાગમ થાય છે. )

વનમાં ભુલી પડીરે, પેલો કયાં ગયો કાનુડો. ટેક.
ઝરમર ઝરમર મેહુલો વરસે, પુરણ કીધી છે હેલી
અઘોર વનમાં મુજને મેલી, ત્યાં કોણ અમારૂં બેલી વન૦ ૧
ગોકુળ ગામની ગોવાલણી, સહુ મહી વેચવાને ચાલી
મારગ મળીયા માવજી, ત્યાં રોકી રાધે પ્યારી. વન૦ ૨
મારગ મળીયા માવજી, મને રોવા સરખી કીધી
માથા ઉપરની મટુકી મારી, ફુલાળોને લીધી વન૦ ૩
જસોદાજી લાલ તમારો, આડાઅવળો ચાલે
સોળ સહસ્ર ગોપીમાં, કાનજી, એમને માને ત્યાં મ્હાલે વન૦ ૪
આગળ પાછળ મેહેલ તમારા, વચમાં અમારી મેડી,
અગાશીમાં અમેજ રમતા સાન કરી શીદ તેડી. વન૦ ૫
મોર મુગટ ને કાને કુંડળ, હરખે વાગે તાળી
આગળ પાછળ ગોપી નાચે મધ્ય નાચે વનમાળી વન૦ ૬
ભમરી ખાતાં સુંદરજીએ, એવી માયા કીધી;
હરી તો અંતરધ્યાન થયા; એક સખી સંગાથે લીધી. વન૦ ૭
પુરસોતમને પગલે પગલે, જોતી જોતી જાઉં,
નારાયણનાં દરશન વીના હું, આકુળવ્યાકુળ થાઉં. વન૦ ૮
જોતામાં એક અબળા દીઠી તેને પુછી વાત;
રાધા કહે અભિમાન આવ્યું તારે તજ્યો અમારો સાથ. વન૦ ૯
ઝાડે ઝાડે જોતી ચાલુ, જઇને ઝાલું હાથ
તમાલ જાણી રૂકમણીએ પ્રેમે બીડી બાથ વન૦ ૧૦

વૃંદાવનની કુંજગલનમાં, મળીયાં રાધે પ્યારી
મયારામના, પ્રિતમ મળતા, વેળા અમારી વાળી વન. ૧૧

ગરબી. ૮ મી.

(રાધા કૃષ્ણને સમાગમ થયા પછી રાધા શ્રીકૃષ્ણને કહે છે.)

વાલમે ક્યાં ગયાતા રે સાચું બોલો મારા સમ ટેક.
છેતરપીંડી કરી મુજ સાથે; મેં અવગુણ શો કીધો
સાચું બોલો કુંજબિહારી, કેને સંગે લાવો લીધો. વાલ. ૧
તમારે સ્નેહે બંધાણી છેક મર્યાદા ઉતારી
મુજ સરખી અલબેલી મુકી કોણ મળી ધુતારી વાલ. ૨
હું અરેમો પુરણ રાખી તમ સાથે લોભાણી
આ વ્રિજની નરનારીમાં હું, ઘેલી ગવાણી વાલ. ૩
વેણુ વગાડી મોહ પમાડયાં સરદ પુનમની રાતે;
હેત દેખાડી વાલમ અમને, રાસ રમાડયાં ખાંતે વાલ. ૪
એવું સુખ આપી દુઃખ દીધું, શા માટે મોરારી
હું અબળા નીરબળા રહું છું કેમ દીધી વિસારી વાલ. ૫
વાટ તમારી જોતાં જીવણ, ચો દીશે જોઉં ન્યાળી;
બાર વન ચોવીસ ઉપવનમાં, દીઠા નહી વનમાળી. વાલ. ૬
જેવું હેત તમારૂં હૈયે; તેવું મારૂં જાણો;
તો પછી કેમ મળતા નથી, સુખ કોની સંગે માણો. વા૦ ૭
એમ કહી કંઠે કર નાખ્યો, શીદ કરો છો હાંસી;
મયારામના પ્રિતમની હું થઇ રહી છું દાશી વાલ. ૮

ગરબી ૯ મી

ગીરધર લાલજીરે, મારી ગાવલડી સંભરાવો ટેક.
સાંજપડે મભારી લાવો, આડે રહી દોવરાવો

દુધ ભાતમાં સાકર ભેળું વાળું કરવા આવો ગીર૦ ૧
વ્હાણાને પહોર વહેલા ઉઠી, શેર વલોણું સાવા
ઘી તાવણીમાં લોટ સેકાવું, ખાંડ ભેળીને ખાવા ગીર૦ ૨
ઘરમાં નથી કોઈ ન્હાનું મોટું, કોઈની બીક ન ધરીએ
એક રાતવાસો આવો તો બોલાચાલી કરીયે ગીર. ૩
ગોવાળીયાને ગર્વ શો છે જે તેડે ત્યાં જઇએ
નરસઇયાનો સ્વામી મળે તો સૌ વાતે સુખીયાં થઇએ ગીર. ૪

## ગરબી ૧૦ મી ( વાંસળીનાં આહેરીયાં )

ધુતારા ધરણીધર તારી વાંસળીરે લોલ
વાંસળીએ કંઇ ઘેલું કીધું ગામજો ધુતારા૦ ટેક.
સખી ન્હાતાં ધોતાં દહોતાં વલોવતાં નીસર્યાંરે લોલ;
દળતાં પડતાં રડતાં મુક્યાં બાળજો ધુતારા૦ ૨
સખી આ શું સમરો જો જેહાણી નવ રહ્યારે લોલ
કંથજીને રડતી મુકી રીસજો ધુતારા૦ ૩
સખી મધરાતે મોહનજી બેઠા કદમ ચઢીરે લોલ;
ગોપીજનનાં હરીયાં છે કંઇ ચીરજો. ધુતારા૦ ૪
સખી અવળાં વસ્ત્રને અવળાં આભુષણ પહેરીયાંરે લોલ
કાન તણા લઇ કેડે ધાલ્યા કાપ જો ધુતારા૦ ૫
સખી રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીએરે લોલ; .
ગોપીજનની પુરી છે કંઇ આશજો. ધુતારા૦ ૬

## ગરબી ૧૧ મી.

હસવા સરખી હરીશું મારે ગોઠડીરે લોલ;
હસવા સરખું વ્રજમંડળ શુભ ધામજો હસવા૦ ટેક.

સખી નાહાતાને ગાતારે ગુણ ગોવીંદનારે લોલ,
હસવા સરખું વંદ્રાવન શુભ ગામ જો. હસવા૦ ૧

તીરથ મારે તીરથ ન્હવરાવનુંરે લોલ,
પીવું મારે પ્રેમતણું રસપાનજો. હસવા૦ ૨

પ્રિત હમારી નંદના નંદકુંવરશુંરે લોલ,
ગત હમારી મુખણશું ભજનીજો હસવા૦ ૩

રામકૃષ્ણ પ્રભુ ભલ પધાર્યા શેરીયેર લોલ:
ગોપી સઘળી ગુણ તમારા ગાયજો. હસવા૦ ૪

## રાસલીલાની સાખીઓ.

રૂડી શરદપુનમની રાતર, સુંદીર વેણુ વાગે વેણુ વાગે,
મારો વાલોજી રમીયા રાસરે, સુંદીર વેણુ વાગે ૧

વાલે નટવર ધરીયા વેશરે સુંદીર૦
એના ઘુઘરીઆળા કેશરે. સુંદીર. ૨

ગોપી અતી ત્રિતાળા આવીરે સુંદીર
મોતી મુકતાફળે વધાવેરે. સુંદીર. ૩

દેહીની શુધબુધ સઘળી વિસારીરે સુંદીર૦
નયણે નીરખ્યા ૧ શ્રી વનમાળીરે. સુંદીર. ૪

ગોપી આવ્યા તે પુરણ પ્રીતેરે સુંદીર;
જઇ મળીયાં તે રંગની રીતેરે. સુંદીર. ૫

## સાખી.

કેમ આવ્યાં તજી ધામની, એમ બોલ્યા જુગલકીશોર:
અડધી નીશાએ વનમાં આ વેળાએ ચાલે ચોરરે,

કામની કેમ આવ્યાં કેમ આવ્યાં;
આ વનમાં તે શું છે કામરે કામની૦
તમો જાઓ તમારે ધામરે. કામની. ૧
સહુ લોકમાં તો કલંક થાશેરે કામની૦
આ ધર્મ તમારો જાશેરે. કામની. ૨
તમો ઘરનાં તજી સહુ કામરે કામની૦
સ્વામી સુતા મુકીને ધામરે. કામની૦ ૩
શ્રી વલ્લભ પ્રભુજી એમ કહેશેરે કામની;
પ્રભુએ તમને ભોજન તજાવીયાં, અને તજાવ્યો સંસાર ૪
પ્રભુ તમોએ વનમાં તેડીયાં, પ્રભુ તમો કરોછો તુચ્છકાર;
શ્રી નંદલાલા નંદલાલા.
તારી છેલાઈ જોઇને હું તો થાકીરે શ્રી નંદલા૦
પ્રભુ આવ્યાં તમારા કાજરે. શ્રી નંદલા. ૩
મને આલો આનંદ રસ દાનરે શ્રી નંદલા૦
મને લાગ્યું તમારૂં ધ્યાનરે. શ્રી નંદલા. ૪
હમે શરણ આવ્યાં તહારીરે શ્રી નંદલા૦
એ મોરલી સુણીને બીહારીરે. શ્રી નંદલા. ૫

સાખી.

વચન સુણી વ્રજનારનાં, થેઈ થેઇ રમીયાં રાસ;
રૂમઝુમ વાગે ઘુઘરી, વ્રજ સુંદરીની પુરી વાલે આશરે;
શ્રી ગીરીવર ગીરધારી ગીરધારી,
વ્રજ સુંદરીની સંગે વાલો ડોલેરે, શ્રી ગીરી૦
મુખે જે જે તે શબ્દ બોલેરે. શ્રી ગીરી. ૧
મુખે માથને લે છે તાળીરે, શ્રી ગીરી૦

એક એકની વચ્ચે હાથ ઝાલીરે. શ્રી ગીરી. ૨
કાર્હની સખિ તે વેણુ ગુંથેરે શ્રી ગીરી૦
કોઇ સખી અધર રસ લુંટેરે. શ્રી ગીરી. ૩
ત્યાં નેમનાથ રહે છે ગંભીરરે શ્રી ગીરી૦
જુવે તેનું મન થાય સ્થીરરે. શ્રી ગીરી. ૪
સહુ દેવતા ત્યાં જોવાને આવેરે શ્રી ગીરી૦
તે તો પુષ્પ થકી વધાવેરે. શ્રી ગીરી. ૫
ત્યાં ચંદ રહ્યો છે કર જોડીરે શ્રી ગીરી૦
શું વરણવું બુદ્ધિ થોડીરે. શ્રી ગીરી. ૬
પ્રભુ મુખે તે મોરલી ધરી છેરે શ્રી ગીરી૦
ખટ મહિનાની રજની કરી છેરે શ્રી ગીરી. ૭
સહુ રાસ રમીને આવ્યાં ઘેરરે શ્રી ગીરી૦
તેની કોઇએ ન સમજી પેરરે શ્રી ગીરી. ૮
ધન્ય ધન્ય આ વ્રજની ભુમીરે શ્રી ગીરી૦
જુએ તેનું લોચન રહે લોભીરે. શ્રી ગીરી. ૯
ધન્ય ધન્ય આ વ્રજની નારીરે શ્રી ગીરી૦
રાસ ક્રીડા કરે શ્રી મોરારીરે. શ્રી ગીરી. ૧૦
જે ગાય શીખે આ રાસરે શ્રી ગીરી૦
તેહેની શ્રીકૃષ્ણ પુરે આશરે. શ્રી ગીરી. ૧૧

## દાણલીલા ૧ લી.

રાધા-પાલવડો મેલો મોહનજી, મારગડે મને જાવા દો;
આવતાં આપીશ દાન તમારૂં, મહી મારૂં વેચાવા દો. ૧
શ્રીકૃષ્ણ-વેચંતાં તને કોણ ખાળે છે, સાંભળને રાધે પ્યારી;
મહી ગોરસનું દાણજ દોની, વહેલી થાને વ્રજનારી. ૨

રાધા—નારીને તું ના બોલાવીશ, છાનો રહેને છોગાળા;
કઠણ રાજ છે કંસરાયનું, ગઉ ચારતા ગોવાળા. ૩
શ્રીકૃષ્ણ—હું ગોવાળીયો તું ગોવાળણી, ફરી ગમે તો આવજે;
કંસ સરિખા સો હિમાયતી, સાથે તેડી લાવજે. ૪
રાધા—તેડી લાવું દો મને જાવા, રોકી રહ્યા છો વ્રજનારી;
રૂગનાથના સ્વામી શામળીઆ, ઘેલા દીસો છો ગીરધારી. ૫
શ્રીકૃષ્ણ—ઘેલો છું પણ દાન નહી મુકું, દોકલડો એકે ઓછો;
ગીરધારીએ ગોકુળ વાસ્યું. ઇંદ્ર કરતાં કૃષ્ણ મોટો. ૬
રાધા—મોટો છું ત્યારે મથુરાં મેલી, અડધી રાતે શું આવ્યો;
પરઘેર રહી તારૂં પેટ ભરતો, તને દાણી કોને કહાવ્યો. ૭
શ્રીકૃષ્ણ—વાંકા બોલી વાર કરે છે, કહે તો હૈયાનો હાર તોડું;
દાન દધીનુ દેરે અબળા, નહી તો માથાનું માટ ફોડું. ૮
રાધા—હાર નહી તુટે માટ નહી ફુટે, નવા નગરમાં પુછાશે;
રૂગનાથના સ્વામી શામળીઆ, કહો ગોકુળ કેમ રહેવાશે ૯
શ્રીકૃષ્ણ—ગોકુળ રહો કે જાઓ અત્યારે, દાન દધીનુ નહી મેલું;
ચીર હર્યાં તે ગયા વિસરી, કાનડીઆ કારણ પેલું. ૧૦
રાધા—નંદ તણે ઘેર નવલખ ગાયો, નોહોતું ને ધન ફાવ્યું છે;
માતા તારી મહી વેચતી, હમણાં રાજ આવ્યું છે. ૧૧
શ્રીકૃષ્ણ—હમણાં હમણાં કરતી રહેજે, મેણાં દેતી મહીઆરી;
ધુર્તપણામાં છું ધુતારી, ઠગપણામાં છું ઠગારી. ૧૨
રાધા—તું ઠગારો તારી માનો પાળેલો, તારી માને મેણાં દેવરાવે;
રૂગનાથના સ્વામી શામળીઆ, ઝાઝું તે શું કહેવરાવે. ૧૩
શ્રીકૃષ્ણ—કળા પ્રમાણે લેતો નથી, પણ તું મોઢું નથી રાખતી;
અમો છીએ રાજા મહારાજા, અમને નથી ઓળખાતી. ૧૪

રાધા—ઓળખું છું તું આવ્યો નાશી, મહાવનમાં તું છાનોછું;
જાદવકુળ મધે જન્મછે તારો, નંદ તણે ઘેર નાનોછું. ૧૫
શ્રીકૃષ્ણ—માતા જસોદા મોટાં બડભાગી, તેના અમો છીએ અધિકારી.
મોટા મુનિવર મર્મ ન જાણે, ગોકુળવાસીએ ગઉચારી. ૧૬
રાધા—ગઉચારી ગોપી ઘેર વળતાં, અમને તમે ઓધાર્યો;
રૂગનાથના સ્વામી શામળીઆ, તમે જીત્યા અમે હાર્યાં. ૮૭

## દાણલીલા ૨ જી.

રાધા—તમે અજાણ્યા અમે જાણીએરે,
મારો પાલવડો નવ તાણીએરે;
તમે સમજી રહો મન માંહિયે,
શામળીયા વાલા રહો વેગળારે. તમે વાલા રહો. ૧
શ્રીકૃષ્ણ—નારી શું સમજાવે મુજનેરે,
હું તો નહીરે જાવા દઉં તુજનેરે;
તારી મરડીને રાખીશ આંહરે,
મહીયારી રાધા દો દાણશુંરે. તમે રાધા. ૨
રાધા—અલ્યા બાળ શું મરડે વીઠલારે,
મેં તો તુજ સરીખા ઘણા દીઠલારે;
ઉપર છે કંસનું રાજરે,
શામળીઆ વાહાલા રહો વેગળારે. શામળીયા. ૩
કૃષ્ણ—નારી કંસ થકી શું થાય છ રે,
એવા કંઇ આવે ને કંઇ જાય છે રે;
તારા ઉરના ઉતારીશ હારરે,
મહીયારી રાધા દો દાણશુંરે. તમે રાધા. ૪

રાધા—અલ્યા હાર હઈંચાનો તુટશેરે,
મારી મહીની મટુકી ફુટશેરે,
ઘેર સાસુડી દેશે ગાળરે,
શામળીઆ વહાલા રહો વેગળારે. શામળીયા. ૫

કૃષ્ણ—નારી ગાળને આળ તે નહી ચડેરે,
જેહેનું લેણું હોય તે લડેરે;
એવાં દાણ મેલ્યાં ક્યમ જાયરે. મહીયારી. ૬

રાધા—અલ્યા દાસી તે કંઇનો કાળીયોરે,
મથુરાથી ગોકુળ આવીયોરે;
ચારી નંદ તણે ઘેર ગાયરે. શામળીયા. ૭

કૃષ્ણ—નારી ગાય ચાર્યામાં શી લાજછેરે,
એ તો પોતપોતાનું કાજછેરે;
તેના મેણુલીયાં નવ હોયરે. મહીયારી ૮

## દાણલીલા ૩ ૭.

રાધા—અલ્યા મેણાં માણુસને લાગે ઘણાંરે,
સુણો વદતાં હોય જ્યાં એક જણાંરે;
તુને નિરલજને નહિ લાજરે. શામળીયા. ૯

કૃષ્ણ—નારી લાજે તે કાજ નવ સરે,
અહીંયાં બીક તે તું કોની ધરેરે;
આવ મળીયે આપણ જાઇ બેયરે. મહીયારી. ૧૦

રાધા—એવું નિરલજ મા બોલો શામળારે,
તારા કરના ઉતારીશ આંબળારે;
મુકો મુકોને અમારો હાથરે. શામળીયા, ૧૧

કૃષ્ણ—નારી હાથ મેલું જો તાળદેરે,

અહીંયાં અમલ થાય છે આકરોરે;
માટે દાણના દોકડા મેલરે. મહીયારી. ૧૨

રાધા—અલ્યા નંદબાવાનો તું છોકરોરે,
તારી પાસે નથી પૈસો રોકડોરે.
આવડો કેમ મચ્છર હોયરે. શામળીયા. ૧૩

કૃષ્ણ—નાર વ્રશુભાનની તું છોકરીરે.
તારી પાસે નથી પણ રોકડીરે,
આવડુ કેમ અભીમાન હોયરે. મહીયારી. ૧૪

રાધા—હું તો વીનતી કરૂંછું ક્યારનીરે,
સ્વામી રૂઘનાથ હારી તમ થકીરે;
મહીનું તે દાણ નવ હોયરે, શામળીઆ૦ ૧૫

## દાણ લીલા ૪ થી.

ગોપી—અલ્યા કાનજી તું ક્યારે ઘેલો થયો જો,
તું તો શેનું માગે છે દાણજો;
મહીની મટુકી મારી ફુટશેજો,
ગોરસની થાશે હાણજો ઘેલું શું બોલે ગોવાળીઆજો. ૧
અલ્યા ન જાણીશ કોઈ બાપડીજો,
કોઇ મળશે માથાફેરી નારજો,
મારગ મુકીને રહેને વેગળોજો.
મારા કંસને થાશે જાણજો. ઘેલું શું બોલે૦ ૨
કૃષ્ણ—તારો કંસ કબુદ્ધિ નર શું કરેજો,
મારી સંગે છે સઘળો સાથજો;
અહી દાહાડી તે દાણ ચોરી જતીજો,

ઘણે દહાડે આવી મારે હાથજો;
ઓછી તું જાત આહિરનીજો. ૩
ગોપી—અલ્યા હાથની તે હોંશ રખે રાખતો જો;
હાથે ચારી જાણે છે ગાયજો,
પાલવ મુકીને રહે વેગળો જો.
મારા વ્રિજમાં થાશે જાણુંજો. ઘેલું શું બોલે. ૪
કૃષ્ણ—અલી વ્રિજમાં વસીને વેર વાળશુંજો,
રખે રાખતી હૈયામાં હામજો;
નંદજીના નામ પ્રતાપથીજો,
હું તો છેદું તારા કંસનો ઠામજો. ઓછી ૫
ગોપી—અલ્યા કંસે કર્યું તે કેમ વીસરેજો,
ભાઇ હણ્યા પોતાના ત્યાંયજો;
નાચીને છુટો લાડકાજો;
આવી ઉછર્યો છે વ્રજમાંયજો. ઘેલું શું બોલે. ૬
કૃષ્ણ—વળી વ્રિજમાં વસીને વેર વાળશું જો,
તું તો જોજે અમારાં કામજો;
અવનીનો ભાર ઉતારવા જો,
ધર્યું નંદકુંવર ઘેર નામજો. ઓછી. ૭
ગોપી—અલ્યા સાચું કહેતામાં દુઃખ લાગશેજો, .
પેટ માટે ચારે છે ગાયજો;
તું આવડો મોટોરે એમાં થયોજો,
તુંને કોઇએ ન આપી કન્યાયજો. ઘેલું શું બોલે. ૮
કૃષ્ણ—અલી આહિરની કન્યા અમો શું કરૂં જો,
અમો સદા કહેવાય બ્રહ્મચારજો;

રખે પડછાયો પાડતીજો,
તું તો ધાબળીની ઓઢનારજો આછી. ૯
ગોપી—અલ્યા લાખ ટકાની મારી ધાબળીજો,
હીરા જડીત્ર મારો છે હારજો;
આછી પટોળી મારે પેરણુંજો,
તું તો કામળીનો ઓઢનારજો, ઘેલું શું બોલે૦ ૧૦
કૃષ્ણ—જેનો બ્રહ્માએ તાણો તાણીયોજો,
એનો શંકર સરીખો વણનાર જો.
તે ઓઢણુ મારે કામળો જો;
તેનો શેષ ન પામે પારજો. આછી. ૧૧
ગોપી—અલ્યા શેષ સરખું તન તારૂંજો,
અમો ચંપકવરણી નારજો
અલ્યા કાચા કનકને કથીર મળ્યું જો,
તું તો પશું તણો પીઢારજો ઘેલું શું બોલે. ૧૨
કૃષ્ણ—તું શાને નિસરી મહી વેચવાજો,
અલી બેશી રહેજે ઘરમાંયજો.
દોલત ઘણી છે તારા બાપનેજો;
તું શાને આવે અહિંયાંયજો આછી. ૧૩
ગોપી—આ વાટે સદા મહી વેચતાં જો,
જઈ પુછો જસોદા માયજો,
બાંધી મુઠી સવા લાખનીજો,
ઉઘાડીએ તો પત જાય જો. ઘેલું શું બોલે. ૧૪
કૃષ્ણ—અલી ઘણી ગરજ છે મહી આપવાજો;
મીઠી ભેળવણીનો સ્વાદજો;

ફીકું પડશે તો પાછું આપશું જો,
તું શાને કરે વિખવાદ જો. ઓછી. ૧૫
ગોપી—અલ્યા ગોરસ તણું કોણ ગજુ જો,
જેટલું પીએ એટલું પાતજો;
વચને વેર વાધ્યું ઘણું જો;
કદી મન મેળાવો થાત જો, ઘેલું શું બોલે. ૧૬
કૃષ્ણ—અમે દાણને મશે શું દુભીએ જો,
તું તો ઘણી દીસે છે રીસાળ જો;
હસીને તાલી લે હાથમાં જો,
તું પ્રીત ધરીને રસ આપ્યજો ઓછી. ૧૭
ગોપી અલ્યા માગ્યાં મુકતાફળ પામીએ જો,
હઠ કરે મળે નહી એક જો.
લાજ નહી તુને લાડકા જો,
મન આણને કંઇ વિવેક જો, ઘેલું શું બોલે. ૧૮
કૃષ્ણ—અલી વિવેક ઘણો છે મન માહરે જો,
જવા નહી દઉં નીરધાર જો,
આપ્યા વિના કેમ છુટશો જો,
તારા મનશું તું વિચાર જો, ઓછી. ૧૯
ગોપી—તારા મનનો વિચાર મેં જાણીયો જો,
હઠ શાને કરો છો આપ જો;
મનમાં મન મળી ગયું જો,
જેમ સાકર ભળે દુધમાંય જો. ઘેલું શું બોલે ૨૦
કૃષ્ણ—મીઠાં વચન તારાં માનુની જો
સાકર સરેખા બોલ જો;

પ્રીતનો બાંધ્યો તુજ પાસ છું જો,
આ આપું તમોને કોલ જો. ઓછી. ૨૧

ગોપી—રાત ભાગીને રસ વાધીયો જો,
ગોવાલણી લાગી પાય જો;
નંદજીના કુંવર કૃપાળને જો,
ઉલટ તો અંગે ન માય જો. ઘેલું શું બોલે. ૨૨

જે કોઈ ગાય શીખેને સાંભળે જો,
તે ફરી ન આવે ગર્ભવાસ જો;
દાણ લીલા દીનાનાથની જો;
ગુણ ગાય રતનીયો દાસ જો. ઘેલું શું બોલે. ૨૩

## દાણલીલાની સાખીયો—આહેરીયાં—ગરબીઓ વીગેરે ગોવાળીયાનો.

શ્રીકૃષ્ણ—ઉંચિને અલબેલડી, સાંભળને કહું વાત,
વંદ્રાવનનને મારગ જાતાં, કોણ છે તારી સાથ.
ઉભીરે વ્રિજની નારીરે, પુછું પરણી કે કુંવારીરે;
આંજ્યા વિના આંખડી કાળીરે, બાજુબંધ બેરખાવાળીરે. ૧

રાધા—સાથવાળી તેને ઘેર બેઠી, તારે શી પડપુછ;
મારગ મુકી રહે વેગળો તારે મોડે નથી મુછ.
ચાલ્યો, જા પાંસરી વાટેરે સાખુ નંદરાયને માટેરે;
તું તો ક્યાંનો કાનુડો ધણીરે, પાઉ તને પાંદડે પાણીરે. ૨

કૃષ્ણ—શી છે તારી જાતડી કીયું છે તારૂં ગામ;
કોણછે તારાં માત પીતા શું છે તારૂં નામ. ઉભી૦ ૩

રાધા—આહીરની અમો જાતડી, રાધા છે મારૂં નામ;
    ભખુભાણની હું બેટડી, રાધા છે મારૂં નામ. ચા० ૪
કૃષ્ણ—બોલતી નહોતી ને બોલવા શીખી આવડુ બોલી આજ;
    વંદ્રાવનમાં નીત્ય ફરે બ્રુજને તે શાની લાજ. ઉભી. ૫
રાધા—લાજવાળા છો તે જાણું ઢાંકી રાખો આમ,
    વંદ્રાવનનનો મારગ રોકી નીત્ય તપાસો લાગ. ચા. ૬
કૃષ્ણ—ઝાઝાં રાખે મેઢડાં ઝાઝી રાખે ગાય,
    છાશ પીને મોટી થઇ ભરવાડની જાત કહેવાય. ઉભી० ૭
રાધા—ગોકુળથી આવી ગોવાલણી મથુરાંથી આવ્યો કાન
    મારગમાં એકઠા થયાં તું તો શેનું માગે દાણ. ચા. ૮
કૃષ્ણ—ગોકુળની ગોવાલણી; મથુરાંને મારગ જાય,
    આડો કાન ફરી વળ્યો, તારો પ્રીતે પાલવ શાય. ઉ. ૯
રાધા—હમો બેટી ભગુભાણની રાધા મારૂં નામ.
    દાણ લીધા વિના જાવા દેઉં તો, નંદબાવાની આણ. ચા०. ૧૧
રાધા—આણુ તો માનું કંસની, બીજી ન માનું કોય,
    નવનંદ મારે નેસડે વસે, તારા નંદ કે કોણજ હોય ચા. ૧૨
કૃષ્ણ—કંસ તારો તે કોણ છે, મેં વશ કીધો સહુ ઠામ.
    વિચારીને બોલજે તારી શુદ્ધ ગઇ કે સાન ઉભી. ૧૩
રાધા—શુધ ગઇ નથી માહારી. તારી ગઇ જેમ હોય,
    સાંભળ છૈયા નંદના તારે મન વિચારીને જોય. ચા. ૧૪
કૃષ્ણ—મનમાંહે તુ શું વિચારે રાધા દાણ લેવાને સહી,
    તારી માને શું કહીયે તને વેચવા મોકલી અહી. ઉ ૧૫
રાધા—આવો ગોપીના વાલા, સાંભળો કહુ તે વેણ.
    તારી માને શું કહીયે તારી પાસે ચરાવે ધેન. ચા. ૧૬

કૃષ્ણ—મેણાં બેણાં કરતી રે'જે, મહિયારી મદમાતી,
    છાશ પીને દહાડા કાઢે તું તો રંગે થઇ છે રાતી. ઉ. ૧૭
રાધા—કાનજી કાળા ના કર ચાળા મોરલી વાળા,
    અડધી રાતે શું નાઠા તમો ભરીને ઉચાળા. ચા ૧૮
કૃષ્ણ—દાણના દોકડા લેઇશું રોકડા બીજી ના કર વાત,
    તારે મારે ઝગડો થયો ફોડીશ મહીનાં માટ ઉ. ૧૯
રાધા—દાણના દોકડા આપીશ રોકડા બીજું ન થાયે આળ,
    દાણ લીધામાં શું સમજે તું નાનું સરખું બાળ. ચા. ૨૦
કૃષ્ણ—મહીયારી તું મદની માતી હું નાનું સરખું બાળ,
    બાળપણું તુજને દેખાડું થાવા દે સંધ્યાકાળ. ઉભી ૨૧
રાધા—સંધ્યાકાળે તું શું બતાવે સાંભળ કાળા કાનરે,
    મહી વેચીને આવતાં આપીશ તહારૂં દાણ. ચા. ૨૨
કૃષ્ણ—તું રંગીલી રૂપની રૂડી હું છબીલો કહાન,
    મહી ખપે કે ન ખપે તું આપની મહારાં દાણ. ઉ. ૨૩
રાધા—મહિનાં દાણ ના હોય મોહન મનમાં સમજો પેર.
    મહી ખાવાનો ખપ હોય તો હરી આવજો મારે ઘેર, ચા. ૨૪
કૃષ્ણ—ક્યારની મેણાં દેઇને કીધા અદકાં વેર,
    હેત કરી તું આપવા હવે લાગે તે કડવાં ઝેર, ઉભી૦ ૨૫
રાધા—કોહો તો હરી ઘેરથી લાવું કોહો તો પાઉં આંય
    હિમાના સ્વામી સામળા તમો મનમાં ન લાવશો કાંય.
    આવો આવો નંદના છૈયા તમો ગોકુળના મહીયારારે
    વાત તો વિચારીને કહીયેરે મારગથી અળગા રહીયેરે. ૨૬

---

# ગોવાળીયાનાં આનારિયા.

દુધ પીયો જાવા દો અમને શાને રોકો છો વન;
એકલડી વન કેમ રહુ, ધ્રુજે છે મારૂં તન, દુધ૦ ટેક
કુમળી આંગળી મરડાશે, મુકોની મારો હાથ
હું આવી આગળ થકી, પુંઠે આવે સૈયર સાથ. દુધ૦ ૧
દિવસે પરણ્યા પીયુ સાથે ઉભા રહ્યું નવ જાય;
નંદજીના શામ અળગા રહોને, પરશું કેમ બોલાય. દુધ૦ ૨
પીયુ મારે ચાતુર નથી તે, શું જાણે ભોગની રીત;
તેણે હું પ્રીછુ નહીરે, જે પુરૂષ તેહેની પ્રીત. દુધ૦ ૩
જે રસ જેણે ચાખ્યો નહીરે; તે શું જાણે નેહ,
નેન નચાવો છો ઘણાં, હું પ્રીછું નહી કાંઇ તેહ. દુધ૦ ૪
તમ સરખી હોય તેને ચાહો, મુકોની મારો હાથ,
બાળપણે એવું કરો જે, આગળ વધે લાજ. દુધ૦ ૫
કાલ પીતા પરણાવશેરે, ઉતમ સુંદીર નાર,
પરની ઘર વસે નહી, એ વેદનો વ્હેવાર. દુધ૦ ૬
સુખ ટળે શરીરનું જો, કોઇ શું લાગે મન
ચીંતવ્યું તો નવ પામીએ અતિ દોહોલા દુરીજન દુધ૦ ૭
ચતુર હશે તે જાણશેરે ચતુરાઇની પેર
મેં મન તારૂં ઓળખ્યું અવસરે આવજો ઘેર. દુધ૦ ૮
મારગમાં ન બોલાવીએરે આવતા દેખે લોક,
ભાલણ પ્રભુ રૂઘનાથજી, જુઠાં આળ ચડાવે ફોક. દુધ૦ ૯
જાઓ નંદ ગોવાળીયા, તું શેનું માગે દાણ,
જો તું આવીશ ઢુકડો તો, કંસરાયની આણ. જાઓ. ટેક
ઘેર જઇ પુછ માતનેરે, છાશ વેચંતી કાલ,

દાણી થઇ વનમાં રહ્યો દોની શીખ્યો તું આ ચાલ. જાઓ. ૧
ચાંપણુ ઉપર પાંખડીને અણીયાળાં લોચન.
કરમાં કાળ' કાંબળી કાં નદે મીઠાં વચન. જાઓ. ૨
હાગ માં ગોડીશ એ વહુ તું રાખજે તારો ભાર.
ચંચળ ચાળા કહાન કાળા હું તે તારી નહી નાર. જાઓ. ૩
મેં તને નિરમળ સાંભળ્યોરે વમનો વંદ્રાવન,
અરમે ભોળી ના જાણુતો અતિ કઠણ છે મારૂં મન. જાઓ. ૪
પાધરે મારગ ચાલીયેરે, ગોવાળીયાનો સાથ,
ઉલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રઘનાથ જાઓ. ૫

---

ઉભી રહે આહેરડી તુ બોલ તા વાંકા બોલ
તારી આંખડી તે મેં ઓળખારે, અવર નહી દોની તોલ. ઉ. ટેક.
મારગે છોડી અંબોડલોરે હીંડતી મોડામોડ;
શેરી જાઇને ચાલીએ ઘેર કંથ સારા હોય ઉભી૦ ૨
સતી મામું ન ભાળીએરે, નીચું જોઇને ચાલ;
પર પુરૂષથી રહે વેગળી તેની આંખલડી ઓળખાય; ઉભી૦ ૩
આવતાં આવી કામની હું જે માગુ તે આપ;
ભાલણ પ્રભુ રૂઘનાથજી અંતર આણી થાપ. ઉભી૦ ૪

---

ઓરો આવરે આહીરડા મેં જાત તારી જાણી ટેક
જુલમ કરોછો જોરાવરારે કંસરાયને કહીશું
નીત ઉઠીને દુઃખ દે છે તારૂં ગોકુળ મુકીને જઇશું ઓરો૦ ૧
અમે દાણી નંદરાયનારે મન માને તે લઇશું;
કહેજે તારા કંસરાયને હમે ઉત્તર દઇશું; ઓરો૦ ૨
તું સરખા મારે ઘેર ઘણારે અમને પાયે પાણી
તારૂં બોલ્યું સાંખુ હું તો નંદનો કુંવર જાણી ઓરો૦ ૩

પાધરે મારગ ચાલીએરે ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ ભાલણ પ્રભુ રૂઘનાથ ઓરો ૪
છબીલા નંદનારે તારી ચાલનો ચટકોજો;
છોરા આહીરનારે તારા મુખનો મટકોજો, ટેક, ૧
મટકો તારી ચાલનો પીલડી છે કંગરકોર
ઘુમક ઘુમક ઘુઘરી બાજે નેનમાં નાચે મોર, છબી૦ ૨
તાણીને બાંધે પાઘડીરે છળકાતો મુકે તોર.
શેરીએ લડથડતો હીંડે મુખ મોરલી ઘમઘોર છબી૦ ૨
મુખ દેખાડાવીને ઘેલાં કીધાં જાણે હરખ્યાં ઢોર
ભાલણ પ્રભુ રૂઘનાથજી મારા ચીતલડાંના ચોર છબી૦ ૪
બ્રખુભાન કેરી બેટી રાણી રાધા છે મારૂં નામ
દધી તણો જો ખપ કરોતો આવજો ગોકુળગામ બ્રખુ૦ ટેક
લંપટ સંપટ નાથજીરે ટપટીયાગા કાહાન
દધી તણું જો દાન લેશો તો કંસને થાશે જાણ બ્રખુ૦ ૧
વંદ્રાવનની વાટમાં તમે શાને રોકોછો ઘાટ
તારી માતા તો આવકુ મોટું લેતી મહીનુ માટ બ્રખુ૦ ૨
રાધા તો દાણ નહી આપેરે તમારૂં શું જોર
પીતા મારો જો જાણશે તો કરશે પાંસરા દોર. બ્રખુ૦ ૩
સુધરેલ મારગ ચાલીએરે ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ ભાલણ પ્રભુ રૂઘનાથ. બ્રખુ૦ ૪

---

કાન—ઘુમટાવાળીરે આંજ્યાવિનાં આંખડી કાળીરે
ઉચીને અલબેલડીરે પાતાળી પરિધાન;
જોબનીયાનું જોર ઘણું હું ઉતારૂં અભિમાન ઘુમ૦ ૧
ગોપી—ન્હાની વયમાં નામજ કાઢયું લોક કરે વખાણ;

મ્હો ખાય ને આંખડી લાજે માંહોમાંહે શું દાણ;
ચાલ્યો જા પાધરી વાટેરે સાંખુ છું નંદના માટેરે, ચા૦ ૨
કાન—આ ગોકુળમાં ઘણી વસે છે મોટી જાત આહીર;
વ્હેવાર વાતે લજા શાની, છે વઢકણાની રીત. ધુતા૦ ૩
ગોપી—પાધરી વાટે લદેરે. જેને હોય એ બાપ;
એ દાણ શું લખાવી લાવ્યો કંસરાયની છાપ ચા૦ ૪
કાન—છાપ તો તારો બાપ કરે છે સેકડો ભખુમાન;
હમો કુંવર નંદરાયના ગણું કંસને ત્રણ સમાન ધુતા૦ ૫
ગોપી—સમજી બોલો શામળારે માગી લ્યો શાં લાડ;
ભીખ માગીને જીવવું માનો પરમેશ્વરનો પાડ ચા૦ ૬
કાન—ગોપી ગાળ દીયો અહંકેરી છે જોરાવરનો જોરો;
ભીખ માગ્યાની પેર કહું તું કાન ધરની ઓરો ધુતા૦ ૭
ગોપી—કાન ધરયાનું કામ શું છે સમજી મનની વાત;
એવો કો દેખતી નથી જે, અટકાડી શકે હાથ ચા૦ ૮
કાન—આવે નારી ઇંદ્રાણી તો જાય મુકી માન;
તારૂં સર્વસ્વ લઉં સુંદરી તો, મારૂં નામ છબીલો કાન. ધુ૦ ૯
ગોપી—૭ વરસનું છોકરડુને ચોરી પીતો છાશ;
સરવસ્વ આપું શામળા, તું આવ મારી પાસ. ચા૦ ૧૦
કાન—તું મદમાતી મહીયારી, હું નિકટ ન્હાનું બાળ;
બાળમણું તમને દેખાડું, થાવા દે સંધ્યાકાળ. ધુતા. ૧૧
ગોપી—વિવાદ કરતાં દિવસ વીત્યો અબળા આકુળી થાય;
પ્રેમાનંદ પ્રભુ જાવા દીયો, ગોપી લાગી પાય. ચા૦ ૧૨

---

## (૧૧૩)

# ઓઢણીનાં આહારીયાં.

વેગળો રહેને વરણાગીયા. ટેક૰

ઉંઢણી લઈને કૃષ્ણ વંદ્રાવન ગયાતા;
હારે હુંતો શોધી વળી તે નવખંડમાં જીરે વેગળો૰ ૧

હારે અલ્યા મહીની મટુકી મારી ફુટશે
હારે મારી મોતન કેરી લટ ટુટશેજીરે. વેગળો૰ ૨

હારે અલ્યા મોહન તારારે ફંદમાં.
હારે મારી દામણી તુટી તે તારા છંદમાંજીરે. વેગળો૰ ૩

હારે મારે લાખ ટકાનું ચીર પેહેરણે
હારે અલ્યા ખેંચ માં ખેંચ માં ફાટશે જીરે. વેગળો. ૪

હારે અલ્યા લાલ છડીરે તારા હાથમાં,
હારે મુને રોકી તે જમુનાં ઘાટમાં જીરે. વેગળો૰ ૫

હારે સવાલાખનો હાર મારી કોટમાં
હારે અલ્યા તાણ માં તાણ માં તુટશે જીરે. વેગળો૰ ૬

હારે અલ્યા દાસ રાધેના સામી રાંકડા,
હારે હું તો મોહી રહી મુછના આંકડાજીરે. વેગળો૰ ૭



આજની ઘડીરે રણીયામણી;
હારે મારા વાલાજી આવ્યાની વધામણીજીરે. આજ૰ ટેક૰

હારે સોહાગણ પુરોની સાથીયા
હારે ઘેર મલપતા આવે તે હરી હાથીયાજીરે. આજ૰ ૧

હારે સખી આબેરા વાસ અણાવીયે,
હારે સોહાસણ ચાર તેડાવીએ,
હારે મારા વાલાજીને મોતીડે વધાવીએજીરે. આજની૰ ૨

હરિ સોહાસણુ મળજો જે ઘડી,
હરિ મારા પ્રભુજી પધારે તે ઘડીજીરે. આજની૦ ૪
હરિ અલ્યા દાસ રાધેના સ્વામી ફાંકડા;
હરિ હું તો મોહી રહી મુછના આંકડાજીરે, આજની૦ ૫

# ભાગ સાતમો.

## દાણ લીલાની ગરબીઓ.

### ગરબી. ૧ લી.

હરિ દાણુ માગેરે દાણુ માગે;
હરિ તારી મીઠડીના બોલ બાણુ વાગેરે. દાણુ માગે.
હરિ કાન કીયા મુલકનો સુબો,
હરિ મારા મારગ વચ્ચે ઉભોરે. દાણુ માગે૦ ૧
હરિ કાન ક્યા મુલકનો રશીયો.
હરિ મારા મારગ વચે વશિયોરે, દાણુ માગે૦ ૨
હરિ કાન ક્યા મુલકનો દાણી.
હરિ મારી નવરંગ ચુંદડી તાણીરે. દાણુ માગે૦ ૩
હરિ કાન ક્યા મુલકનો મેહેતો,
હરિ મારા મારગ વચમાં રહેતોરે દાણુ માગે૦ ૪
હરિ કાન જળ જમુનાને આરે,
હરિ એમાં કોણુ જીતે ને કોણુ હારેરે. દાણુ માગે૦ ૫
હરિ કાન નથી ચાકર નથી મેવા;

હારે ખાટી છાશમાં શું આવ્યો લેવારે. દાણ માગે૦ ૬
હારે મહેતો નરસઇના સ્વામીને વારી,
હારે ગઉ ગોવાળીયામાં ચારીરે. દાણ માગે૦ ૭

ગરબી. ૨ જી.

જવા દો મને શાને રોકો છો વાટમાં;
હારે દાણ લેવા સરખાં નથી વાટમાં. જવા૦ ટેક૦
આજ તો અમારે પ્રભુ કામનો દીન છે,
હારે મારે એકલાં જવું છે નાતમાં. જવા૦ ૧
મારારે સમ મારી ગાગેર નંદી.
હારે જળ ભરવા જુમનાના ઘાટમાં. જવા૦ ૨
સઘળી સહયરો ઉભી જુમનાના તીરે,
હારે તેને વચન આપ્યાં છે હાથમાં, જવા૦ ૩
મોતીના નાથને સંગે લેઇને,
મારે જાવું સહયરોના સાથમાં. જવા૦ ૪

ગરબી. ૩ જી.

હું વાત કહું ઉભાં રહોને અલબેલી,
હારે દાણ રીતનાં ઘટે તે જાઓ મેલી. હું વાત. ટેક
ક્યાંથી આવો છો આજ રૂમઝુમ કરતાં,
હારે આજ ક્યાં છે સંગની સાહેલી . હું વાત. ૧
ઘુંઘટ તાણીને શું જોરમાંરે જાઓ છો
હારે નથી દેતા જવાબ મન મેલી હું વાત. ૨
ધ્યાન ધરીને શું ધ્યાનમાંરે જાઓ છો;
હારે આજ બોલી કરવી છે મારે પેહેલી. હું વાત. ૩
મોતીના નાથને તું શું પ્યારી.
હારે ઘણે દહાડે આઇ છું આજ ભેળી. હું વાત. ૪

### ગરબો ૪ થો.

જમીનપર જળનાં દાણુ કોણ લે છે
હરિ નથી જાણ્યું લેવાવાળો રહે છે. જમીનપર० ૧
નથીરે સાંભળ્યું પ્રથ્વી ઉપર;
હરિ લેવાવાળો અહીયા કોણ રહે છે, જમીનપર० ૨
નીત્ય નવા નવા ચાળા કરો છો;
હરિ એવી કોણ શીખામણ દે છે. જમીનપર० ૩
વચન કાઢો જો પ્રભુ વઢ્યા સરીખાં,
હરિ કોણ વસ્તી તમારીમાં રહે છે. જમીનપર० ૪
મોતીના નાથને એમજ કહીને
હરિ ગોપી રસ્તો ગોકુળનો લે છે. જમીનપર० ૫

### ગરબી ૫ મી.

છબીલી દાણુની રીત કોણે કહાડી;
દાણ આપો છબીલી લાડી. છબીલી० ટેક
શ્રી જુમનાજીના મોટારે આરે;
હારે જળ ભરવાને આવો હાડી. છબીલી० ૧
વંદ્રાવનને મારગ જાતાં;
હારે હું તો દેખા લાગત ગારી. છબીલી० ૨
એવાં વચન પ્રભુ કોઇએ ન સાંખે;
હરિ એતો સાંખે તે પરણી નારી. છબીલી० ૩
મોતીના વાલાને સરવસ સોંપ્યું;
હારે ગોપી રાજી કર્યાં મોરારી. છબીલી० ૪

### ગરબી. ૬ ઠી.

હરિ રસિયા મુને જાવા દીજે, તારૂં દાણ થાય તે લીજેરે;
રસિયા મુને. ટેક

હરિ હું તો ગોકુળની વ્રીજ નારી. હરિ હું તો મહી વેચવાને ચાલી
રસિયા મુને૦ ૧

હરિ હું તો બ્રખુભાનની છોડી હરિ મારે માથે મહીની ગોળી
રસિયા મુને૦ ૨

હરિ મારી સંગની સાહેલીયો ચાલી, હરિ મને રોકી રહ્યા ગીરધારી;
રશીયા મુને૦ ૩

હરિ મારગથી અળગા રહીજેરે. હારે ધારશું તે પછી કરીજે;
રશિયા. મુને૦ ૪

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, તનમન અરપણ કીજે
રશિયા મુને૦ ૫

## ગરબી. ૭ મી.

હરિ મારાં ચીર દો વનમાળી, હરિ હું છું અબળા નારીરે;
મારાં ચીર૦ ટેક૦

હરિ વાલો ચીર હરીને કદમ ચડી બેઠા.
હરિ હુંછું જળમાં ઉઘાડીરે. મારાં ચીર૦ ૧

હરિ ચિર કે બદલે પીતાંબર લેઉગી;
હરિ જો જાસે હો જાઉં ન્યારીરે, મારાં ચીર૦ ૨

હરિ પાસે પત્ર કરી નિકળી રાધે,
હરિ કૃષ્ણ હસત દે તાલીરે; મારાં ચીર૦ ૩

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર,
હરિ તમો પુરૂષ હમો નારીરે મારાં ચીર૦ ૪

## ગરબી ૮ મી.

હરિ બેની આપનો શામ ધોરો,
ક્યાં દોશ દેઉં કુબજાકોરે. બેની આપનો૦ ટેક૦

આપે ગએ કાલ નહી ભેજ્યા,
ક્યાં કામળનો ટોટોરે, બેની આપનો૦ ૧
ગોકુળ મેલી વાલો મથુરાં પધાર્યા;
ત્યાં માર્યો કંસરાય મોટોરે. બેની આપનો૦ ૨
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
મારૂં મહી પીને થયો મોટોરે. બેન આપનો૦ ૩

## ગરબી ૯ મી.

હારે કુબજાને જાદુ ડારો,
બસ કીનો શામ હમારોરે, કુબજાને જાદુ૦ ટેક.
જાદુકી પુડીયા ભર ભર મારી,
ક્યા કરે બાઇ બીચારોરે; કુબજાને૦ ૧
આણી તેડે ગંગાને પેલી તેડ જમનાં,
બીચમે વહે જળ ધારોરે; કુબજાને૦ ૨
ઇશ ગોકુળ ઉસ મથુરા નગરી,
જાવ પીયો જળ ખારોરે. કુબજાને૦ ૩
કુબજાસે વાલો રંગ રમત હે,
હમકુ દુર કર ગયો ન્યારોરે કુબજાને૦ ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
આખર શ્યામ હમારોરે, કુબજાને૦ ૫

## ચુંદડીની ગરબીઓ.

રશીયાજી મુકો હમારી ચુંદડી,
જવા દો જીવણ જળ ભરવા કાજજો,
સખી કહે છે વાર ક્યાં લાગી આવડી;
મોટી મોહન લોકડીઆની લાજજો. રશીયાજી૦ ૧

ઘેરા છો મુજને જાણી એકલી
પાછળ આવે સઈયેરાનો સાથજો;
મનસુબો મનનો હું જાણી ગઈ,
એમ કરે નટવર નહિ આવે હાથજો. રશીયાજી૦ ૨
દુરિજન કેઈ કહેશે મારા કંથને,
રસિયા તમને રીસ ઘણી છે મનજો,
સાસુડી મુજને બહુ સંતાપશે,
નણદી મુજને કેહેશે કઠણુ વચનજો, રશીયાજી૦ ૩
એવી તે વિદ્યા કોણે શીખવી,
સાચું બોલો ગીરધારી ગોવિંદ જો
મોટપણે મોટમ કઈ આવી નહી,
છેલ તમારી ના ગઇ છોકરવાદજો, રશીયાજી૦ ૪
આઘા રહો અડશો માં અણબોલડા.
આળ કરો ન સાંખે બીજી નારજો,
શાણા થઇ વળગો છો શા કારણે
હું નહી રાખું તમારો કાંઇ ભારજો. રશીયાજી૦ ૫
ઘેર જઇ કહીશું તમારી માતને;
મુજ સાથે ના બોલો વાંકુ વેણુજો,
પાતળીયા પાલવ મુકો માહરો,
મુજ ઉપર શા માટે નચાવો નેણુજો, રશીયાજી૦ ૬
આજ પછી તમ સાથે બોલું નહી;
ઢંગ તમારા જાણીઆ જાદવરાયજો.
શું કરીએ શામળીયા સાચું કહું,
તમ સાથે મુજ મનડું આતુર થાયજો રશીયાજી૦ ૭
સ્વારથ તો સફળ થશે મન રીઝવે;

નવ જાણો કોઇ પ્રીત કર્યાની રીતજો,
શું સમજો ચારી જાણો ગાવડી,
ઘણી કઠણ છે પરથુ કરવી પ્રીત જો    રસીયાજી૦ ૮

મન વિના કોઇને ના બોલાવીએ,
માણુસ માંહી જાય પોતાનો તોલ જો,
આગળથી ચઃચા જોઇએ તે તણી,
ત્યાર પછી મનગમતાં કહીએ વેણ જો.    રસીયાજી૦ ૯

આતુરતા તમ કર માં અમને ઘણી.
લાજ તજીને મુખડે ના કહેવાય જો;
પ્રાણ ગએ પ્રીત કરી ના મુકીએ.
મારગ વચ્ચે રોકેથી શું થાય જો.    રસીયાજી૦ ૧૦

વાલાજી વાર્યું તે કરીએ માળકું,
કરજોડીને વિનંતી કરે રઘુનાથ જો,    રસીયાજી૦ ૧૧

## ગરબી ૨ જી.

કાહાન કાળા રે મારી ચુંદડીના ચોર.
છૈયા નંદનારે મારા કાળજાની કોર    કાહાન૦ ટેક

ચુંદડી ચોરીને પ્રભુ કદમ ચડયારે;
સાહેલીના સંગમાં મારી નજરે પડયા;
અજબ તરેહની ચુંદડીને માંહી ઝાઝો રગ;
વેગળા રહો વણુરાગીયા શામ થાશે અંગ    કાહાન૦ ૨

લાખ ટકાની ચુંદડીને છેડે ઝાઝા રંગ,
શ્રી કૃષ્ણજી લાડ લડાવે તેમાં સોનો પાડ.    કાહાન ૩
ચુંદડી આપી તો પ્રભુ પાયે લાગુંરે,    કાહાન૦ ૪

## ગરબી ૩ જી.

કૃષ્ણ બોલ્યારે નિકળ જળથી તું બહાર,
આપું ચુંદડીરે લેને લેને રાધા એ નાર.
ચીરનાં વખાણ કરે માલ નથી એમાં;
નગ્ન થઈ જળમાં નહી દંડ દીધો તેમાં. કૃષ્ણ૦ ૧
ચુંદડી તારીનો ખપ નથી મારે,
સહુ સખી બહાર આવ્યા હ્યોને અત્યારે; કૃષ્ણ૦ ૧
સહુ સખીએ વિચાર કર્યો જાવું હવે ઘેર.
કૃષ્ન કેરૂં કહ્યું માની કરીએ એવી પેર; કૃષ્ણ૦ ૨
હારી સહુ બહાર આવ્યા દેઇને બેઉ હાથ.
ચીર આપી આશા પુરી નસદ્યાનો નાથ કૃષ્ણ૦ ૩

## નંદજીનો ગરબો.

તમેરે નંદજી ગોકુળ સંચરોરે,
ઉતારવો જમુનાજીનો ઘાટજો
તમારી માને નહિ હોય ગોઠતુંરે;
જશોદા જોતાં હશે વાટજો તમેરે૦ ૧
ન કરે માત પિતા તે તમે કરયુંરે
અમને બહુ લડાવ્યા લાડજો
અમને નાનેથી મોટાં કરયાંરે
તેમાં તે શો કીધો પાડજો તમે૦ ૨
મારી છે પચરંગી લાકડીરે
વાગંતી વેણુ રસાળજો.
તેને તમે સંભાળીને મુકજોરે
રખે લેઇ જાતા ગોવાળજો. તમે૦ ૩

મારી સહસ્ર રંગી ચુંદડીરે તેને તમે હાથ ફેરવી જોજોજો.
કહે રૂગનાથના સ્વામી નંદનંરે અમપર કુદ્રષ્ટે જોજોને તમે૦

### ગરબી ૨ જી.

નયણે નીરને નંદજી બોલીયારે અમથી એકલડાં ન જવાયજો
વાટડી જોતાં ને રોતાં હશે કે કાનજી ત્યાંય તમારી માયજો ન૦
હું તો રાખીશ મારા મનનેરે તમારી માનાં મન કેમ રહેશેજો
માટે ગોવિંદ ગોકુળ આવજોરે દુરજન મેણીઆં બહુ દેશેજો
કહો કોણ વંદ્રાવન ગઉ ચારશેરે સાંજે કોણ આવશે ઘેરજો;
હસતાં વાણુલીએ કોણ ઉઠશેરે કોણ કશ જાણે તમારી પેરજો ન૦
કુંવર કોને લાડ લડાવીશુંરે કોને વળગાડીશું દામીજો;
કોને જમાડીને જમશું અમે, કહોને રઘુનાથના સ્વામીજો, ન૦

### ગરબી ૩ જી.

જશોદા પુછે પિયુને પ્રેમશુંરે, નંદજી સામો ઉત્તર આલેજો,
મુખથી બોલે પણ બોલાય નહિ, લાલના બોલડીયા બહુ સાલેજો.
કારણ કોને મારા કંથજીરે; કુંવરને ક્યાં મેલી આવ્યાજો,
સરસ સોપ્યા વાસુદેવનેરે, દુખનો મેરૂ ક્યાંથી લાવ્યાજો.
આપણે મિત્રાઈ વાસુદેવનેરે, આપણે ક્યાંનું હતું વેરજો;
આવી આપણા સુતને ભોળવ્યોરે, તે રાખ્યો પોતાને ઘેરજો.
કહો ત્યાં કેમ તમે નવ બોલીયારે, અમપર નજર ન જોડીજો.

### ગરબી ૪ થી.

વ્રજમાં વ્રજ વનિતા વાતો કરેરે મોહનજી મથુરામાં રહ્યાજો;
અહિના સુખમાં ગાયો ચારવીરે, બીજું આહીરમાં રહેવું જો,
ત્યાં સહુ પુછીને વાતો કરેરે, મથુરા નગરીમાં શું કહેવું જો;

મથુરા નગરી હરીને મન વશીરે બીજું કંસરાયનું રાજજો.
લક્ષ્મી દેખીને લલચાઇ ગયોરે, માટે ગોકુળ કીધું તાજજો;
એ મુરત મનોહર શામળોરે; સજની સહુને લાગે મીઠા જો
એ રૂગનાથનો સ્વામી ગોવાળીઓરે ત્યાંતો રાજો થઇને બેઠાજો.



## પરચુરણ ગરબીઓ.

### ચંદ્રાવળીની ગરબી ૧ લી.

માથ મટુકી ને મહીડાંની ગોળી, મહીરે વેચે ચંદ્રાવળીરે;
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેલડો સાહી રહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમ ઘેર સસરો રીસાળવોરે;
તમારા સસરાને બીજી વહુઆરૂ આણી આલુ, તમથી ઘુંઘટ
તાણે અદકોરે, માથ૦ ૧
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેલડો સાહી રહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમ ઘેર સાસુ રીસાળવારે,
તમારી સાસુને બીજી વહુઆરૂ આણી આલુ તુમથી પાયે પડે
અદકેરારે, માથ૦ ૨
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે,
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમ ઘેર જેઠ રીસાળવારે;
તમારા જેઠને બીજી જેઠાણી આણી આલુ તમથી ઘુંઘટ
કાઢે અદકેરારે માથ૦ ૩
વેચંતી સાચંતી નગરમાં પેઠી કાનુડો છેડલો સાહી રહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી અમઘેર દીયર રીસાળવારે,
તમારા દીયરને બીજી ભોજાઈ આણી આલું. તમથી હોરી
ખેલે અદકેરી રે માથ૦ ૪

વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે.
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમ ઘેર નણુદી રીસાળવારે
તમારી નણુદીને બીજી ભોજાઇ આણી આલુ તમથી માથાં
ગુંથે અદકેરાં રે  માથે૦ ૫
કડવે વચને ગોપીઓ એમ બોલે, મેલો મેલો મારો પાલવ નીરંજરે.
દુરજન દેખે તમે નહી લાજો છાતી તડુકે માહરીરે.  માથે. ૬
નોયે ન સમજે છોગાળો છબીલો, પાલવ ઝાલી ઉભો રહ્યો.
ચીર ફાડી ચંદ્રાવતી નાઠી કાનુડો હાથ ઘસી રહયોરે;
માથે મહી. ૭

## ગરબો ૨ જી અજવાળી રાતની.

આસો માસે શરદ પુનમની રાતજો,
ચાંદલીયો ઉગ્યોરે સખી મારા ચોકમાં.
સસરો મારો દેરાસરનો દેવજો;
સાસુરે દેરાસર કેરી પુતળી. ૧
જેઠ મારો આશાડીનો મેઘજો
જેઠાણી ઝબુકે વાદળ વીજળી ૨
દિયર મારો ચંપલીયાનો છોડજો;
દેરાણી ચંપલીયા કેરી પાંખડી ૩
નણુદલ મારી વાડી માંહી વેલજો
નણુદોઇ વાડી માંહીનો વાંદરો ૪
પરણ્યો મારો ચતુર સુજાણજો;
નાણીને બાંધેરે નવરંગ પાઘડી ૫
એ પાઘડીએ દસ દસ આંટાજો
આંટિને આંટિરે નવરંગ પાઘડી ૬

ગોરાના પરણ્યા વહાણ કમાવા જાયજો;
વાગાણેથી લાવેરે ખારેક ટોપરાં. ૧
ખારેક ખાય તો ખટકે ગોરાની દાઢમાં;
ગોપરુ ખાય તો ગોરીને કુચા વળે. ૨

ગરબી. – છે જસોદાજી આગ આવી.

કુંવર બાલન મત જાઓ મેરે લાલન દુર મીલેગા લાઉ ટે૦
મચ્છારૂપ સંખાસુર માર્યો લાયા વેદ ધોરાઉ,
ચાર દેવ બ્રહ્માકો દીનો મેં તહાં ન દેખા હાઉ; દુર૦
વારાહ રૂપ ધર પર્વત લાગે પૃથ્વી દાઢ ચઢાઈ;
અમ્મા વરતી નિલમિન આગે મેં તહાં ન દેખા હાઉ, દુર૦
નરસિંહ અવતારમે બકા અસુરકો ભે ઉપજાઉ
બડો દેવ હિરણ્યાક્ષ માર્યો મેં તહાં ન દેખા હાઉ.
વામનરૂપ છલ્યો બલીરાજા પગલાં ત્રણ અલાઉ
ઇંદ્રાસન ઇંદ્રકો રાખ્યો મેં તહાં ન દેખા હાઉ, દુર૦
ફરસુરામ અવતારમેં બકા અસુરકો ભે ઉપજાઉ.
ક્ષત્રી મારી નક્ષત્રી કીધી મેં તહાં ન દેખા હાઉ,
રામચંદ્ર અવતારમેં દસ મુરતક છેદી લાઉ
લંકા નાસ કર ડારી મેં તહાં ન દેખા હાઉ.
જમના કે તીરે ધેન ચરાઇ ભુજા બની બિચરાઈ;
શેષે પતાલ કાલી નાગ નાથ્યો મેં તહાં ન દેખા હાઉ દુર૦
માણુકંથન બધો મન મોહન ભક્તવત્સલ છેલ જાઉ,
જમલા અરજુન વૃક્ષ ઓધારે મેં તહાં ન દેખા હાઉ દુર૦
બાલાપનમે મૃતીકા ખાધી ચઉદ લોક દેખતાઉ;
સુરકે સ્વામી તેરી, અદભુત લીલા મુખે કહી નવ જાઉ દુર૦

## ગરબી ૪ થી.

હાથ વછુટી મારી મટકી ફુટી દધી વેચતાં ફુટીરે;
પીતળ લોટા જળ ભરાવું દાતણની ચતુરાઇરે હાથ.
ચીની તે પ્યાલા તેલે ભરાવું મરદનની ચતુરાઇરે હાથ.
ત્રાંબા કુંડી જળે ભરાવું નહાવણની ચતુરાઈરે. હાથ.
શેત્ર સુંવાળી લાવશી રંધાવું, ભોજનની ચતુરાઇરે હાથ.
પાન સોપારી એલચી લવીંગ મુખવાસની ચતુરાઇરે હાથ.

## ગરબી ૫ મી.

ઝુમકહાર શીદ તોડયો, હો રાજ મારો ઝુમકહાર શીદ તોડયો
હારની પડીછે ત્રણ ઓળો હોરાજ મારો ઝુમકહાર શીદ તોડયો.
જળ જુમનાના જળ ભરવા ગયાતાં લટ મારો શીર ફોડયો હો.
વંદ્રાવનને મારગ જાતાં કાંકુ જાણીને હાર તોડયો; હો.
વંદ્રાવનને ચોકે રમતાં કુડા વચન કોણ બોલ્યો. હો.
પ્રીત કરી પણ કરતાં ન આવડી નંદ આહીરનો છોરો હો.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર આવ્યને નટવર ઓરો. હો.

## ગરબી ૬ ઠી.

ગગરી ઉતારરે વનમાળી મટુકી ઉતારરે વનમાળી;
ઉતાર ઉતાર ઉતાર જલદી ઉતારરે વનમાળી.
મેરે શીરપર હોળી ગઇ ભારી. ગગરી ઉ. ટેક.
સુનેકી ગગરીને રૂપા ઉંઢાણી ભરગઇ રાધે પ્યારી ગ. ૧
જળ જુમનાકી ચીકણી મટુકીયાં લગવગ ગઇ રાધે પ્યારી ૨
મેં પહેરી કસુંબલી સાડી, તેરે મુગટકી છબી ન્યારી;
મેં પહેરી જરકસકી ચોળી, તેરે મોરલીકી છબી ન્યારી,

મેં પ્હેરી મોતનકી માળા તેરે ગુંજમાળકી છબી ન્યારી;
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધર નાગર, ચરણકમળ પર વારી. ગ-૪

## ગરબી ૭ મી. પરમેશ્વરને પુજવા વિશે.

( હુંતો ઇશ્વરને પુજવા નીસરીરે લોલ ) એ રાગ

શામ સલુણા કુંવર નંદનારે લોલ,
તેં મને નાખી ફંદમાંરે લોલ, ટેક.
હુંતો ઝબકીને જોવા નીસરીરે લોલ
ઓઢવાનું અંબર વિસરીરે લોલ, શામ. ૧
હુંતો ગાવડીને દોવા નીસરીરે લોલ.
શેલો લીધો ને તાંબડી વિસારીરે લોલ. શામ. ૨
હુંતો દરશન કરવાને નીસરીરે લોલ,
આળુ પહેર્યાં ને ચોળી વીસરીરે લોલ;
હુંતો જમુનાં જળ ભરવા નીસરીરે લોલ,
ગાગર લીધી ને ઘડો વીસરીરે લોલ. શામ. ૩
જમતાં તે જીવન સાંભર્યાં રે લોલ;
કંઠે ના ઉતરે કોળીયારે લોલ. શામ. ૫
વલ્લભના સ્વામી શ્રીહરીરે લોલ;
તનમનથી હું તમને વરીરે લોલ. શામ. ૬

## ગરબી ૮ મી.

આમળીયા લાલ સાસુડી સંતાપે કહો કેમ કીજીએ;
જો જઇએ હરી ઘરમાં બેસી રહીએ તો રાંડ ખીજશે.
મારી સાસુ સંખણી છે એની નણદલને નાતરે દઉ પહેલી;
એ તો વાત નથી કહેવા જેવી. શામ. ૧

મારો સમરો સાધુજન ઘણા, મને આશરો છે તમ તણો:
મારો જેઠ ઝાંપડો બુદ્ધિ વનો, શામ. ૨
મારો હિયરીયો લક્ષ્યા એલો, તે તો નડાબ કરવા સઉ પહેલો,
એનો દુષ્ટ બુદ્ધિ દાટી મેલો, શામ. ૩
જાણે સૂડી જગ્મ સોપારી, હું તો અનાથની છું તમારી.
પદ ગાશે વધ્રાશ્રવ વાચારી શામ. ૪



# ભાગ આઠમો.

## ગરબી ૯ મી.

ઓ જશોદાજી આવડા લાડકવાયો લાલ ન કીજીએ;
ચાલો ત્યાં સુધી સુતના પ્રેમ ચરિત્ર દેખાડી દીજીએ. ટેક,
વાલે કઉતક કીધુ મંદીરમાં
એણે માખણ પેડા લીધા કરમાં
એણે માંકલડાં ઘાલ્યાં ઘરમાં ઓ જશોદાજી. ૧
વાલો સંતાડયાં શોધી કાડે,
હોય ઉંચાં પણ હેઠાં પાડે
એતો ખાય ખવરાવે ને વણસાડે. ઓ જસાદાજી. ૨
વાલો સુતા બાળકનાં અંગ મોડે,
મારાં બાંધ્યાં વાછરૂ છોડી મેલે,
દધી ગોરસ દુધ થકી ફોડે. જસોદાજી. ૩
દયા પ્રીતમના સ્વામી રશીયા,

દધી ગોરસપર આવે ધશીયા;
ધન્ય ભાગ્ય અમારૂં વ્રજમાં વશીયા. ઓ જશોદાજી. ૬

## ગરબી ૧૦ મી.

ઓ છોગાળી અંબોડો ગુંથીને વાંકો મેલ તું.
તું મુકીદે વાલપણું તારૂં રંગમાં રેલશું;
તુ વરણાગીમાં છે વાંકી, તને મારગ જાતાં મે ઝાંખી,
તુ સમજી લેને જા અહીયાંથી. ઓ છો. ૧
શણગાર સજી તમે આવોને, તમે મારા મનમાં ભાવોને;
તમે કોક સંગાથે કાવોને ઓ છો. ૨
તારો લટકો જોઇને લોભાયો હું નંદ જશોદાનો જાયો:
સખી દયા પ્રીતમને શેવાયો. ઓ છો૦ ૩

## ગરબી ૧૧ મી.

તમને શું કહીયેરે, કામણગારા છો
ગોપીજન વલ્લભરે પ્રાણ હમારા છો,
પુછુંછું તમનેરે સાચું કહો અમને;
મારા સમ મોહનરે નહી ભુલુ તમને,
હમારાપર હાજરરે ખાંતે ખુબ્યા છો,
તમ સરખા જીવનરે કોઈ એક ધુત્યા છો;
આ દુરમળ રાતારે, ચંદન ચણકે છે;
મુખને તંબોળેરે લલાટ લટો છે,
આ તે શું અચરજરે આવ્યા રીજડીયે;
રણછોડના સ્વામીરે અમરતની ઝડીએ

## ગરબી ૧૨ મી.

વારૂ છું વાલમરે અમને અડકો મં,
વાટને ઘાટેરે અમને વઢશો માં,
અમે વહુવારૂરે લાલા લાજ ભર્યા;
બોલંતા બીજેરે કંથે કેદ કર્યા.
સાસુડી સુણશેરે નણદલ નાની છે;
પ્રીતલડી છે પણુરે તમશું છાની છે,
જો હેત જણાવોરે આટલાં વાલાજી,
તમે કોના કુંવરરે, કહો અમને લાલાજી
પાળેલાં રહીનેરે સહુકો સાદ કરે
એમાં શા તોલજરે પરઘેર પેટ ભરે.
મનગમતા કીધારે લજ્યા લોપીને,
રણછોડના સ્વામીરે, ધન્ય આ ગોપીને.

## ગરબી ૧૩ મી.

આવના આવના આવનારે, શામ મેરી ગલીમે આવના;
આવના તો દુરસે બતાવનારે, શામ મેરી ગલીમે આવના;
તેરેરે ખાતર બાગ બનાયા, ફુલકે હાર ગુંથાવનારારે. શા. ૧
તેરેરે ખાતર દહી જમાયા, પ્યાલા ભરી પાવનારે. શા. ૨
શેવ સુંવાળી લાવશીરે, રૂચી રૂચી ભોગ લગાવનારે. શા. ૩
લવીંગ સોપારીને એલચીરે, પાનુકી બીડીયાં ચાવનારે. શા. ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરણકમળચીત લાવનારે.

## ગરબી ૧૪ મી છેલની.

હાંરે અમ્યા વાંકી ન પહેરીએ પાઘડી,
હાંરે તારી પાઘડી પાડુંઓ ખવરાવશેરે વેગળા રહેને વર૦

હરિ અલ્યા નેન કટાક્ષ નવ કીજીએ;
હરિ તારાં નેણમાં તે મેશુલાં ભરાવશેજી. વેગળો૦ ૧

હરિ અલ્યા બંગી લેલાટ નહીં લેખાએ,
હરિ તારી બંગી તે ભંગીમાં કઢાવશેજીરે. વેગળો૦ ૨

હરિ અલ્યા પાન બીડાં નહીં ચાવીયે,
હરે તારાં પાન તે ભાન ભુલાવશેજીરે. વેગળો૦ ૩

હરિ અલ્યા વગર વિચાર્યુ નહી બોલીએ,
હરિ તારા તોલ બોલવા થકી થશે જીરે, વેગળો૦ ૪

હરિ અલ્યા વિશેષ કેશ ન વધારીયે
હરિ તારા કેશ તે વેશ ભજાવશેજીરે વેગળો૦ ૫

હરિ અલ્યા કડકડતાં કેડીયાં ન પેહેરીયે,
હરિ તારાં કેડીયાં તે બેડીયો ઘલાવશેજીરે. વેગળો૦ ૬

હરિ અલ્યા વેદે મદીરા નહી આગળાં,
હરિ જશે વેદ બનીશ દેહ નંદ નાનડાજીરે વેગળો૦ ૭

હરિ અલ્યા ઝિરકોરી ધોતીયાં ન પેહેરીયે,
હરિ તારાં ધોતીયાં તે ધુળ ઘલાવશેજીરે. વેગળો૦ ૮

હરિ અલ્યા ચમચમતી મોજડી ન પેહેરીયે,
હરિ તારી મોજડી તે રોઝડી કરાવશેજીરે. વેગળો૦ ૯

હરિ અલ્યા ખભે દુશાલા નહી નાંખીયે,
હરિ તારા દુશાલા તે નામ ડબોવશેજીરે. વેગળો૦ ૧૦

હરિ અલ્યા અત્તર ફુલેલ નહી વહોરીયે;
હરિ તારી ફુલેલ ફુલ કહાવશેજીરે. વેગળો૦ ૧૧

## ગરબી ૧૫ મી.

મારૂં સોનાનું છે બેડુંરે, છેલ છબીલા છોગાળા
મારી રૂપાની ઉઢાણીરે, છેલ છબીલા.
હુંતો સરોવર પાણી ગઇતીરે. છેલ છબીલા.
મને કાળે ભળદે મારીરે, છેલ છબીલા.
મારા આછા સાળુ ફાટયારે. છેલ છબીલા.
ઓ ગોકુળ ગામના દરજીરે, છેલ છબીલા.
મારા આછા સાળુ શીવોરે, છેલ છબીલા.
મારી સાસુ ન જાણે શીવ્યારે છેલ છબીલા.
મારી નણંદ ન જાણે ઓટયારે, છેલ છબીલા
મારી જેઠાણી ન જાણે ટાંકયારે. છેલ છબીલા.
તારો સાંધવાનો સવૈયોરે, છેલ છબીલા.
તારો ઓટયાનો હેવૈયો. છેલ છબીલા.

## ગરબી ૧૬ મી

મારારે સ્વામી બોલોને વાલા.
જશોમતી નંદતણા લાલા, મારા૦ ટેક.
ઘેલીરે થઇને ગોકુળમાં ભમતી:
બીજારે કોઇની વાતો નથી ગમતી. મારા૦ ૧
એવીરે તમને કોણ મળી ધુતી,
જેણેરે તારૂં ચિતડું લીધું લુટી. મારા૦ ૨
વાલારે તારી વાટલડી જોતી,
આંસુડાં ભરી ભરીને રોતી. મારા૦ ૩
ભુંડારે લોકે ભરમાવ્યા હમને,
તેથી તમો મળતા નથી હમને. મારા૦ ૪

વાલારે તમને કશું નહિ કહીશું,
મોહન તારી મરજી મુજબ રહીશું. મારા૦ ૫
ઝાઝું રે હવે શું કહીએ તમને;
મોહનનર મેહેર કરો હમને. મારા૦ ૬
એવું સુણી આવ્યા ગીરધારી;
દીધું આલીંગન ત્યાં મોરારી. મારા૦ ૭

ગરબી ૧૭ મી, મેદી વિષે,

મેદી મેદી શું કરોને મેદી મોટાં ઝાડ;
એક ડાળુ હલાવીએ તો ડાળા હાલે ચાર, સહીયર મેદી લેશોરે
મારાં સાસુએ એમ કહ્યાં જે વાસીદાં વાળી મહેલ;
મેં બારીએથી સાંભળ્યાં જે કચરા વેરી મેલ, સહીયર૦
મારી સાસુએ એમ કહ્યાં જે પાણી ભરી મહેલ,
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે બેડાં ફોડી મેલ. સહીયર.
મારી સાસુએ એમ કહ્યાં જે રાંધણાં રાંધી મહેલ,
મારી સાસુએ એમ કહ્યાં જે રોટલા ઘડી મહેલ,
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે કહલેડાં ફોડી મહેલ. સહીયર.

ગરબી ૧૮ મી, ફકીરાંની

લેના ફકીરી કયા દીલગીરી, સદા મગનમે રહેનારે, ટેક.
કોઇ દીન પેંડા કોઇ દીન બરફી, કોઇદીન ફકમ ફકારે, લેના.
કોઇ દીન હાથી કોઇ દીન ઘોડા, કોઇ દીન પાઉસે ચલનારે,
કોઇ દીન બંગલા કોઇ દીન બગીચા, કોઇ દીન જંગલ ડેરારે.

ગરબી ૧૯ મી ચોરના બેસણાની

હાંહારે કે ચોરા જોબનીયા, હાંહારે કે બેઠક મોટાની,
હાંહારે કયા ભાઈ બેઠા છે, હાંહારે જીવણભાઈ બેઠા છે.

હાંહાંરે મોડા તે પાન આપે, હાંહાંરે કે પાન આપતાં વાર લાગી
હાંહાંરે કે સોટીઓ સાત મારી, હાંહાંરે કે ટપલા ત્રણ માર્યા,
હાંહાંરે કે ઢીકા નવ માર્યા, હાંહાંરે કે સાયબા શા માટે.
હાંહાંરે કે વાંક નથી હમારો હાંહાંરે કે વાંક છે નણદીનો,
હાંહાંરે કે તેણે મને મરાવી.

ગરબી ૨૦ મી. ખતરણુની.

ખતરીવાડાની ખતરણુ લાલ હંબોડારે,
ખતરણુ આવી બેઠી ગોખ લાલ હંબોડારે
તેતો મોતીડાની શોક લાલ હંબોડારે,
ભાઇ છાના પેંડા લાવે કે લાલ હંબોડારે.
પેલી ખતરણુને ખવરાવે કે લાલ હંબોડારે
મોહ લોતી બારીએ બેસી રૂએ લાલ હંબોડારે
એની સાસુ આંસુ લુહે કે લાલ હંબોડારે,
વહુઅર આવડી શી છે પેર લાલ હંબોડારે.
ખતરણુ કાલે જાશે ઘેર લાલ હંબોડારે,
આપણે કરીશુ લીલા લહેર લાલ હંબોડારે.

ગરબી ૨૧ મી.

અચકો મચકો કારેલી.

તમને કઇ વહુ ગોરાં ગમશે લાલ અચકો મચકો કારેલી
અમને રૂપી વહુ ગોરાં ગમશે રાજ અચકો.
એ ઢીગણીને શું કરશો રાજ, અચકો.
એ ઢીગણી કામણગારી રાજ, અચકો.
એને ઊંચી ઊંચી મેડીએ બેસાડીશું રાજ અચકો.
એને ટોપલો ભરાવું બાલણું રાજ અચકો.

## ગરબી ૨૨ મી.

સુણ ચતુરસુજાણ પરનારીશું પ્રીત કણુ નવ કીજીએ
જેણે પ્રીત કરી પરનારી તણી એને છેડે ફેંધણુ થાય ઘણી.
એણે કુળની લજ્જા કાંઈ ન ગણી સુણ૦ ૧
તમે પહેલાં મળશો દુતીને તારૂં સરવસ્વ લેશે ધુતીને
પછી રહેશો અંગ ભણુતીને. સુણ૦ ૨
તમે બેઠા સુછો મરડીને તમારૂં કાળજું ખાશે કરડીને,
નહીં મુકે માંસ આંતરડીને. સુણ૦ ૩
તને પ્રેમના પ્યાલા પાઇને તારૂં સરવે લેશે વાઇને,
તને કરશે ખોખુ ખાઇને સુણ૦ ૪
પ્રીતમના સ્વામી ઓ પ્યારા તમને ગોપીઓ કરે કાલાવાલા,
તમે દરશન દોને મોરલીવાળા.

## ગરબી ૨૩ મી.

ગરજીરે તમને દીઠા તે ગીરધારી,
મતલબીયા છો મોહન મોરારી. ગરજી૦ ટે૦
મનેરે માયા લાગી છે તારી,
મારે મન ઝાઝી છે મોરારી.
વાલારે મને શા માટે વિસારી. ગરજી૦ ૧
પહેલી મને ખબર આવી પડતી,
એની સાથે પ્રીત નહીરે કરતી
વાલા તો મને મેલી ગયા રડતી ગરજી૦ ૨
મેતોરે જાણ્યું ઉજળું તે દુધ હશે,
તેનરે બાને વાહાલા મને ચહાશે,

રહીતી હુતો તારે વિશ્વાસે. ગરજી૦ ૩
જસોદાના કાન તમેરે કાળા,
ક્યારે બહુ આપ્યો તણા ચાળા,
તે પર હું તો મોહી છું નંદલાલા. ગરજી૦ ૪
હવેરે હરજી ઘણું થયું ગીરધારી,
ક્ષમા કરો ચુક થઇ છે મારી;
થઇને રહીશું દાસી હું તમારી ગરજી૦ ૫
પ્રીતમના સ્વામી મને મળીયા,
દુઃખરે મારાં જનમ તણાં ટળીયાં;
ગોપીરે સહુ આનંદથી મળીયાં. ગરજી૦ ૬

## ગરબી ૨૪ મી.

નહી મેલુંરે નંદનાલાલ છેડલો નહી મેલું;
તારે છેડલો ચંપાછોડ છેડલો નહી મેલું. ટેક.
સાત પાંચ ગોપીઓ ટોળે મળીને વચમાં કાનજી કાળોરે.
કાળો છે પણ કામણગાળો એની આંખડીનો ચાળો. છેડ૦ ૧
વાંકી મેલે પાઘડીને કાને જુઠા મોતીરે;
જેનો વર વરણાગીયો તેની બાઇડી ભડકે રોતી. છેડ૦ ૨
કચકડાની ડાબડીને, માંહી ભરી છે મેશરે,
જેનો વર વરણાગીયો તેની બાયડી કાળી મેશ. છેડ૦ ૩
કેળાં પીરસું પાતળીયાને આંબા પીરસું ધોળી;
મન ભાવતો મગદળ પીરસું પુરણ પોળી. છેડ૦ ૪
મુંબઇની ઉંચી નારી પોળકડી ધુતારીરે;
નડીયાદનું નાક વીધાણું સોરઠની બલીહારી. છેડ૦ ૫

## ગરબા. ૨૫ મી.

કાળજડું મારૂં કોરયું છેલ છબીલા.
તેં તો ચીતડું મારૂં ચોર્યુંરે રાજ રંગીલા; ટેક.
વાલાજી અમે ગોરી સહુ ગુમાને ભરેલી,
તેં તો સઘળુ નાંખ્યું ઢોળીરે. છેલ છબીલા. ૧
વાલાજી રીઝે તો સ્ત્રીના પુરૂષને પીડે,
તું સહુને દમતો દીઠરે, છેલ છબીલા. ૨
વાલાજી નરની મોહની નારીને વાત સાચી;
તુજ આગળ વિદ્યા કાચીરે. છેલ છબીલા. ૩
વાલાજી અબળા આતુર પણ આતુરતા નવ દાખે;
ક્રીડા ભંગ કરી નાખેરે. છેલ છબીલા. ૪
વાલાજી મારા ચીતડાની વાત કહુ છું છેલી;
તુજ મારે લજ્યા મહેલીરે છેલ છબીલા૦ ૫
વાલાજી મારા દયાના પ્રભુ મંદીરમારે આવો ભાગ્ય મોટું
સેજડી પાય પલોટુંરે. છેલ છબીલા૦ ૬

## ગરબી ૨૬ મી.

મને મળીયા છે મોરારીરે પનઘટ જાતાં
મારી આંખલડી તો ઠારીરે પનઘટ જાતાં ટેક.
વાલાજી મારા ઓચિંતાની આવીરે ગોરી;
જમુનાની તીરે ઓડીરે પનઘટ જાતાં.
વાલાજી મારા આવી ઉભા છે મારી જોડે,
બેડલીયું મારૂં ફોડેરે પનઘટ જાતાં.
વાલાજી મારા હાર હજારીનો તોડયો,

મારા પેચે સાતીને મોડયોરે પનઘટ જાતાં,
વાલાજી મારી સાસુડી ઘેર સંતાપે;
મારી નણંદી બહુ રંજાડેરે પનઘટ જાતાં;
વાલાજી મારા રવીદાસના છો રંગી:
મારા જનમોજનમના સંગીરે પનઘટ જાતાં.

## ગરબી. ૨૭ મી.

અમને ચમકેલ શું છેડોરે છેલ છબીલા;
આવડો અમ ઉપર શું આડોરે રાજ રંગીલા. ટેક.
વાલાજી મારા ચકટે સંભાળીને ચાલો;
ગોવીંદજી ખારો ગાળોરે છેલ છબીલા, ૧
વાલાજી મારા હેરણીયા આવીને શું હેરો.
કોઈ રાજ કંસ કેરૂંરે છેલ છબીલા. ૨
વાલાજી મારા ચરાકતી ચાલે રંગ લાગ્યો;
મારે ભય તો સહુનો ભાગ્યોરે છેલ છબીલા, ૩
વાલાજી મારી મહીની મટુકી ફુટે,
કાંઇ મોતન માળા તુટેરે છેલ છબીલા; ૪
વાલાજી મારી આંખ દીસે છે કામણગારી:
તેને મોહી છે વ્રજની નારીરે છેલ છબીલા; ૫
વાલાજી મારા સ્વામી રવીદાસના સોહાગી;
મને પ્રીત તમારી લાગીરે છેલ છબીલા. ૬

## ગરબી ૨૮ મી.

પાતળીયા પાલવ મેલોરે પાયે પડું છું;
છબીલા છેડો મેલોરે પાયે પડું છું. ૧

વાલાજી મારા વંદ્રાવનની વાટે જાતાં
શીદ મને નડોછે।રે પાયે પડું છું. ૨
વાલાજી મારા ઝલકાશે મારૂં બેડું,
કોઇ જઇને કહેશે ભુંડુંરે પાયે પડું છું. ૩
વાલાજી મારા કામ ઘણું છે ઘેર મારે,
શું રોકોરે જમુના આરેરે પાયે પડુ છું. ૪
વાલાજી મારા લોક જાણે એવું લાઇ.
અમે સાસુની વહુવાઇરે પાયે પડું છું ૫
વાલાજી મારા કંથને કપરો જાણો,
કાંઇ સજા દે પરમાણોરે પાયે પડું છું.
વાલાજી મારા સ્વામી રવીદાસના સોહાગી;
મને માયા તારી લાગીરે પાયે પડું છું ૭

## ગરબી ૨૯ મી.

કાંચઝડી કંકોડીને વાડકીમાં પાણી
ન્હાનો વર નવડાવા બેઠી સમડી લઇ ગઇ તાણી,
લાલ કેમ કરીએ. ટેક.
મારે કરમે કજોડું લાલ કેમ કરીએ
મારે જુગમાં વગોણું લાલ કેમ૦
મારે સહયરોમાં મેણું. લાલ કેમ.
ટોપલામાં ઘાલી હું તો કાકાબળીયા અપતી,
કાકેબળીએ પુછ્યું તારો શું સગો લાગે, લાલ કેમ.
બાઇજીનો બેટડાને નણદીનો વીરો,
ન્હાનો છે પણ કંથ લાલ કેમ.

ચેટલા બહુરે તારે ચાનકીરે માગે
ધજ લઇને ઢીંકા મારે ખપડામાં સાલે. લાલ કેમ.
પાણીડાં જાઉં ત્યારે વળગ્યોરે આવે,
ધગ લેઇને ઢીંકા મારે ને હઇડામાં સાલે. લાલ કેમ૦
હાથ પગ દોરડીને પેટ મોટી ગોળી,
ઉકરડે જઇ હગવા બેસે સમડી પાડે ઢોળી. લાલ કેમ.

## ગરબી ૩૦ મી.

સોના કેરૂં બેડલું મારૂં રૂપલા ઉઢાણી હાથેરે. મોહન.
સરોવર પાણી સંચર્યાં મો૦ કાને કાકર નાખીરે મો૦
બેડાં ફુટયો નીર વહી ગયાં મો૦ વાલા ચોદેશ ચાલ્યાં નીરરે મો૦
સાસુ અમારી ખીજશેરે મો૦ નણદલ દેશે ગાળરે મો૦
દેરાણી જેઠાણી મેણાં મારશે મો૦ વાલા શોકયનું છે ઘેર સાલ. મો૦

## ગરબી ૩૧ મી.

ખેલતાં કાંકણી ઝળકી હો રશીયા;
સોના તે કેરૂં મારૂં બેડલું હો રસીયા. રૂપલા ઉઢાણી હાથ. ખે૦
વાટે જતાં વટેમારગુહો રશિયા. ભાઇ વીરા ઘડુલો ચઢાવ. ખે૦
તારે ઘડો તે ગોરી તોછડો હો રશીયા. તું તો મારા ઘરની નાર ખે૦
તારા સરખા તારાં જેવડા હો ર. તું તો મારા બાપનો ગુલામ ખે૦
કેડ મરડીને ઘડો મેં ભર્યોરે હો ર. તુટી મારી કમખાની કસ, ખે૦
ભાઇ દરજીડા વીરા વીનવું હો ર. ટાંક મારી કમખાની કસ. ખે૦
ટાંકે ટાંકે મેલ ઘુઘરી હો ર. હઇડે લખજે મોર, ખે૦

## ગરબી ૩૨ મી

ઝુલવાને આજ આવો રાજ. ટેક

શ્રી ચંદ્રભાગાજીના બાગમાંજીરે. ઝુલ૦
ધારો છો તે વાત આજ લાગમાંજીરે. ઝુલ૦
મળ્યાં રાધીકાને ચંદ્રાવળીજીરે. ઝુલ૦
મસલત કરીએ બે એકઠાં મળીયેજીરે ઝુલ૦
ત્યાં તો વાડીમાં હીંડોળો મંગાવીએ ઝુલ૦
માંહી પ્રાણજીવન પધરાવીએજીરે ઝુલ૦
ધમર ઘટા છે ઘણી વૃક્ષનીજીરે ઝુલ૦
ન્યુનતા નથી એક પક્ષનીજીરે. ઝુલ૦
લલિતાનાં વચન સુણી છેલડોજીરે. ઝુલ૦
તતક્ષણ પધાર્યા અલબેલડોજીરે. ઝુલ૦
હીંડોળે બેઠાં છે બંને બેલડીજીરે ઝુલ૦
ઝુકી ઝુકી ઝુલાવે સાહેલડીજીરે. ઝુલ૦
વીધવીધનાં વાજીંત્ર વેણા વાયછેજીરે, ઝુલ૦
નૌતમ નારી હિંડોળા ગાયછેજીરે ઝુલ૦
રસ તણો સમુદ્ર લેરાં ખાય છેજીરે. ઝુલ૦
તેમાં દાસ દયો ગુણ ગાય છે જીરે. ઝુલ૦

## ગરબી ૩૩ મી ઉંદરની.

ઉંદર કેર કરે છે રે દુખડાં કોને કહેવા જઇએ;
અમને નીત્ય નડે છેરે ઘરમાં કેમ કરીને રહીએ, ટેક૦
દુર મધેથી દોડી આવે બિછાના પર બેસે.
ફુંકી ફુંકી ચાચજ મારે ના ખબર તેની રેશે. ઉંદર. ૧
ચાર પહોરની રજની માંહે એક ઘડી નવ જંપે:
નિદ્રામાંથી જાગી ઝબકી તવ મારી કાયા કંપે, ઉંદર ૨

પોથી પુસ્તક કાપી નાંખ્યાં બાકી ન રાખ્યું એક;
ઝાલી ઝાલી થાકી ગયો પાર ન આવ્યો છેક ઊંદર ૩
ધોતી પોતાં કાપી ખાધાં, દોરી કાપી આખી;
અબોટીયું અંગરખું કાપ્યું, તેના સુરજ સાખી. ઊંદર ૪
જળ પીવાનું ઓટી ગયાને, તેલ ઢોળી દીધું;
બરણીમાં બાકી રહ્યું તે સરવે મળી પીધું. ઊંદર. ૫
ચું ચું ચું ચું ચિસો પાડી, લીંડી ઝાઝી પાડે;
કૈરીને હાલે તારે દાટયો ઝાઝી કાઢે ઊંદર ૬
ગણપતિની ચોથ કરીયે, તે કરતાં નથી મુકયાં;
લચપચતા લાડુ કરી, ઊંદરમામાને મુકયા, ઊંદર. ૭
દીવો જો બળતો રાખું તો દીવેટ તાણી જાય;
એમ કરતાં ઉંઘી ગયા તો, લંકા જેવું થાય. ઊંદર. ૮
જે દીવસના ગામ ગયાતા, તે દીવસના ઘરમાં પડીયાં,
કોડી પેટી કાપી ખાધી, એ રીતે ખુબ નડીયા. ઊંદર ૯
પાંજરાં મુકી મુકી થાકયો, તો એ ઝાલ્યા નવ ખુટે;
ખાવાનું ઉઘાડી નાંખી, જાણે ગોળનું ગાડું લુંટે. ઊંદર ૧૦
એ પશુને શું કરીએ, મને રીસ ગઇ છે વ્યાપી;
માળા મારી ફેરવવાની ગૌમુખી સુધાં કાપી. ઊંદર ૧૧
નિત નિત દુઃખડાં અમને દે છે, કયાં જઈએ ઘર મેલી;
ભક્ત પીતાંબર એમ કહે, એને મળજો વાઘનીમાસી. ઊંદર ૧૨



# ભાગ નવમો.



## ગરબો.

( પુનમચાંદની એ રાગ )

બેહેનો પ્રતિવ્રતા નીજ ધર્મ તમો સ્વીકારજોરે,
રહેતાં પતી સેવામાં હાજર દીનને રાત
પામો મુક્તી પદને સુખ ઘણું સંસારમાંરે. પામો૦ ૧
સત્ય વચન સૌ બોલજો નીજ પતિની સંગાત.
સાસુ સસરા સર્વને સાચી કહેજો વાત
રાખી નમ્રતાને માન થકી બોલાવજો. પામો. ૨
નેત્રનેહ નવ રાખશો પરપુરૂષની સાથ
પિતા પુત્ર ગણી તેહને બોલો સૌ સંગાત
ઠઠ્ઠા મશ્કરી કરીને બહુ નવ બોલવુંરે
વળી એકાંતે નવ કરવો ગુપ્ત વીચાર. પામો૦ ૩
દાગીના નવ પેખવા, નિત જોવું પતિ મુખ;
સદગુણમાં રહેજો તમે અક્ષય પામો સુખ.
લડવું વઢવું ને ગુસ્સામાં કદી નવ બેસવુંરે,
રહેવું સંતોષે જે આપ્યું છે જુગદીશ. પામો. ૪
પતી પ્રકૃતી હોય જો, અગનિ કેરી ઝાળ
સંતોષે બુઝાવશો સામો નાવે કાળ
હસવું રમવું ને સુખેથી દીન ગુજારવારે

તેથી થાશે સઉ કુળનુ કલ્યાણ. પામો. ૫
ધન સંપતી વાસના, પટકુળ જુદા રંગ
સર્વ ફોકટ જાણજો ધરજો સદગુણ સંગ
મળશે પરમેશ્વર આપે મુક્તી ફળ સાથમાંરે
કહે લક્ષમણ ગણપત હેતે ધરી મન હોંશ પામે.

---

સખીઓ નીજ નીજ નીતી ધર્મ સદા સંભાળીએરે.
પરમ પવીત્ર પતીવ્રત પટકુળ કરી પરીધાન,
સાસુ સસરા માત પીતાની સેવા સાચવોરે;
ભાવ સહીત ભક્તિથી નીત ભજીએ ભગવાન.
એવા ઉતમ ગુણથી ઉભય સુકુળ ઉજાળીએરે. ટેક
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ:
પર નરને નવ આપીએ, તાલી હાથોહાથ.
હસવું રમવુંને એકાન્તે નવ બેસવુંરે.
પતી વીણ પતીના સહમીત્રોની સંગાથ એ૦
નાથ વીના કરવી નહી, વીનોદ રસની વાત.
વીશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત,
સજની ભ્રષ્ટ થવું નહી સુધરી સદ આચારથીરે.
નીરલજ નટખટની સોબત તજવી સુજાત—એ.
કુદ્રષ્ટિ કદરૂપ કુબડો, નીરધન નીર્બળ કાય,
મતીહીન પતીત પતી મળે, એ સતીને સુરરાય;
જોડી પગ અંગુઠે, દ્રષ્ટિ આવે ઓઢીએરે,
સુખકર સાચવીએ સહુ સાથ સંપ સદાય—એ૦
ઉંચે સ્વરે ન ઉચરવું મુકીને મરજાદ.

કુલીન બ્હેન કરવો નહિ વડીલશા વીવાદ;
ચંચળ ચાલે ચતુર ચટક મટક નવ ચાલીએરે.
શીવસુત કેશવની શીખામણ અંતર યાદ—એ.



સંવર સુખકર સંસાર, શીયલ ગુણગુ સગીએ,
એ વીણુ નીગુણા નરનાર તનમનથી તજીએ
પરનર નારી પ્રેમ દીપકમાં પડી પતંગ સમાનરે
સુજશ શરીર સળગાવી મુકે, કંઈક નફ્ટ નાદાન-
અવર અખંડીત અંગ અનુપમ, નહી મળે એક નાકરે
શીયળ વીના એવા સદગુણ સહુ, જેમ સોમલ સં પાક.
વ્યભીચારીને સહુ સંસારી કરે અધીક ધિક્કારરે
પરપોળે પકડાતાં પડીયા, મ્હોટા જનને માર-
જાર કરમથી જેહ જગતમાં, કરે કલંક્તિ કુળરે
અકુલમાં અંગારા ઉઠયા, ધર્મ કરમમાં ધુળ-
વેર વીરોધ વધે વ્યભીચારે, નિશ્ચય ધનનો નાશરે
શિવસુત કેશવ શીયળવંતના હેવ સરખી દાસ

## વીંછી વીસે ગરબી.

અરર માડીરે છાણું તે વીણવા ગઈતી મા૦ વીંછુડો.
અરર માડીરે સોબત સઈની બઈતી મા૦ વી૦
અરર માડીરે છાનો માનો લપાયો મા૦ વી૦
અરર માડીરે વાંકો વળી ડંખ માર્યો મા૦ વી૦
અરર માડીરે નાસતાં તેને ભાંગ્યો મા૦ વી૦
અરર માડીરે આછી લહેરો આવે, મા૦ વી૦
અરર માડીરે સસરાને તેડાવો, મા૦ વી૦

અરર માડીરે સહીયર તેડી લાવો — મા૦ વી૦
અરર માડીરે સસરાને તેડાવો — મા૦ વી૦
અરર માડીરે પડદા બંધાવો — મા૦ વી૦
અરર માડીરે સસરા અહીયાં આવે — મા૦ વી૦
અરર મા૦રે ગાડી બેસવા લાવે — મા૦ વી૦
અરર માડીરે હાળુપુર લઇ ચાલો — મા૦ વી૦
અરર માડીરે વીછુડો ઉતરાવો — મા૦ વી૦
અરર માડીરે વીછુડે વેર વાળ્યાં — મા૦ વી૦
અરર માડીરે હરખ હૈયાનો ટાળ્યો — મા૦ વી૦
અરર માડીરે ભોજનીયાં નવ ભાવે — મા૦ વી૦
અરર માડીરે સુતાં નીદ્રા ન આવે — મા૦ વી૦
અરર માડીરે ઓરડામાં દીવીયા હળાવો — મા૦ વી૦
અરર માડીરે પરણ્યાને બોલાવો — મા૦ વી૦
અરર માડીરે શારોને કંસાર કરાવો — મા૦ વી૦
અરર માડીરે પરણ્યો કોળીયા ખવરાવે — મા૦ વી૦
અરર માડીરે વીછીની વેદના ભારા — મા૦ વી૦
અરર માડીરે વીતી તે સહુ જાણે — મા૦ વી૦
અરર માડીરે ગાયું તેવે ટાણે, — મા૦ વી૦
અરર માડીરે ચકાલાલે પ્રીત ચાહી — મા૦ વી૦
અરર માડીરે ગરબી રસીક ગાઇ. — મા૦ વી૦

## માંકણુની ગરબી.

માંકણુ કરડે છે માંકણે માંડ્યો ઉતપાત માંકણુ કરડે છે.
હવે શાને કહીએ વાત માંકણુ કરડે છે.

હવે ક્યાં જઈ રહીએ રાત, માંકણ કરડે છે. ટેક.
માંકણ ચાંચડ જુ જતીને, મારવાનું બહુ પાપરે;
આખી રાતે ભગવંત સમર્યા, માંકણને પરતાપ માં૦ ૧
નવી વહુને માંકણ કરડયા, કઈડયા સારી રાતરે
આટલાં પાસાં ઘશી ઘશીને, બરડે પાડી ભાત. માં૦ ૨
મીયાંભાઈને માંકણ કરડયા, ચટકે ચડી રીસરે
આખલો ખંખેરવા કહાડયો, ભાગી નાખી ઇસ. માં૦ ૩
માંકણ મુવા મસ્તીખોરા, આવે લારો લારરે;
દીવાનું દીવેલજ ખુટ્યું, તોય ન આવ્યો પાર. માં૦ ૪
એકને મુખ્યા બીજો ઝાલ્યો, ત્રીજો નાસી ગયોરે;
ઉતાવળથી ઝાલવા ગઈ તો, દીવો રાણો થયો. માં૦ ૫
આખી રાત વેણી મુવા પણ તોય ન ઓછા થાયરે;
કોઈ ખાટલાના પાયામાંને કંઈ ભીંતોમાં જાય. માં૦ ૬
વેર્યા વીના વધી જાય, પછી ન આવે પારરે;
એક જો છતે જીવતો હોય તો, તેના ચાલે વીસ્તાર માં૦ ૭
ખાટલા ખંખેરીને ગોદડાં તડકે નાખોરે.
કણીયુનાથી ઘર ધોળાવો, શું બને છે ખાખો ! માં૦ ૮

## વાંદરાની ગરબી.

નવે નગરથી વાંદરોરે આવ્યો,
અંબાલાલનું ઘર પુછતોરે આવ્યો;
મોટીડાએ દીધાં માનરે વાંદરા,
નવરંગી પીંચકાળીને પાટલે બેસાડયો.
આંખજ આંજીને ટીલડો તાણીયો,

એટલે આવ્યા અંબાલાલરે;
ફટ ગધેડી વાંદરો શું ધાર્યો,
હું રૂપાળો વાંદરો શું ધાર્યો,
હું ફોગાળો વાંદરો શું ધાર્યો.

## ફુવડની ફજેતી.

પાયે પ્રભુને નમી કહું ફુવેડના ફેલ સર્વ લોક સાંભળો:
કાનથી કાઢી મેલ જુવો ફજેતી ફુવેડ નારની ટેક ૧
છે ધોયાની આંખડીને છે નાયાનુ નેમરે;
આ કુંભારજા કરમે ભાગી ઘર ચાલે તે કેમ. જુવો; ૨
સાસુ દે શીખામણ ત્યારે સામી વડવા લાગે,
સમી સાંજે સુવે ત્યારે પોર દીવસે જાગે. જુઓ ૩
પોર દહાડે પડી ન ઉઠે છપરી ન કરે ખાટ,
ચાળીઓ એની ઠીકરી જેવી લોટે વળીયો કાટ. જુઓ ૪
ગોળીએ બેડે છારીઓ વળી ખામણે સેવાળ,
ઘરમાં ન વાશીદુ વાળે ગંદા એનાં બાળ. જુઓ ૫
ચોખુ દાતણુ ના કરે દાંત મેલા ખાણુ,
લોક સર્વ સાંભળો ક્યાં કરૂં વખાણુ. જુઓ ૬
બાર છઇયાની મા કેવાણી ગળતે ન આવડે પાણી,
જોવું હોય તો જોઇ લેજો જેવી ભુંડણુ વીઆણી. જુઓ ૭
કાચો કરે રોટલો ને શાક જાણે ખાણુ,
વેંસમાં ન મીઠું નાંખે દાઝ મોળી છાણુ. જુઓ ૮
રસોઇ કરીને ચોકો ન કરે ન કરે અબોટ,
ઉઘે માથે ઘંટી તાણે કુતરાં ચાટે લોટ, જુઓ ૯

સાસુની ફજેતી ઘેર ઘેર ફરતી,
સાસુ મારી સોકલડી શા માટે નથી મરતી    જુઓ ૧૦
હાથે પગે મેલ વળ્યો અંગ મેલું એનું,
મુખે ભમે માખીયો તો કામ ચોખ્ખું શેનું.    જુઓ ૧૧
મેલ ભર્યો ઘાઘરો ને સાલો કાળો મેશ,
ચોળુમાં જુઓ પડી જાણે કચરાળી ભેંશ.    જુઓ ૧૨
ઝોંડ બાઝયું ચોટલામાં પડી જુવો લીખ,
જે નરે આ નાર વરી તેનું જીવતર ધીક.    જુઓ ૧૩
કુભે સાસુ નણુદીને ધણીને કુભે દહાડી,
ઓળખો નહી તો ઓળખી લેજો આ કુભારજા લાડી.    જુઓ ૧૪
પુન્ય કરે જ્યાં પાડોશી ત્યાં આડી જીભ વાય,
અભીયાગત આંગણે દેખી ઘરમાં નાશી જાય.    જુઓ ૧૫
કે શીખામણ સ્વામી ત્યારે કુવે પડવા જાય,
સોક કેરા શોકમાં ફજેતીઓ લુટાય.    જુઓ ૧૬
ધોકે ધોકે ધણી મારે તારે તે દે સરાપ,
જો તને હું જીવ ન આપું તો તુજ મારો બાપ.    જુઓ ૧૭
આવી કુવડ દેખી ધણી બળતો બોલે આપ,
શા માટે આડો ન ઉતર્યો પરણવા જતાં સાપ.    જુઓ ૧૮
આમ કુવડ નાર તણા અવગુણ આ દેખ,
દેનારને દોષ ન દઇએ કરમે લખ્યા લેખ.    જુઓ ૧૯
આવી જેને નાર મળી તેને સંતાપ,
તે પુરૂષને માથે આવી પોચી મળીયા પાપ.    જુઓ ૨૦
નરનારી સઉ સાંભળો કોઇ માં ધરશો રોશ,
દીઠી એવી દાખવી દેશો માં મને દોશ.    જુઓ ૨૧

ચમનલાલ તો સાચુ કહે ડાયાની નજર પુગે,
આ નારથી કુનેડ માથે શીંગડાં ન ઉગે, જુઓ ૨૨

## માણીગરનાં સાખીઓ.

### ગરબો ૧ લો.

મોહોલે પધારો મારા રાજ માણીગર મોહોલે પધારો
નાર જુવે છે વાટ માણી૦ મારો શો છે અપરાધ, માણી૦
એમ રૂદન કરે રાધા નાર માણીગર ટે૦
શીશો ભાગ્યો શોધતાં, મન ભાગ્યું કુવેણ,
મોતી ભાગ્યું વીધતાં, તેને નહી સાંધો નહી રેણુ. મા૦ ૧
સોનુ કરીને સાચવ્યું, કરમે નીકળ્યું કથીર
ચીંતામાં ચતુરાઇ બળે, મારાં સોશે સુકાણાં શરીર મા૦ ૨
ચંદા તુજને પુજતી, કરતી આદીતવાર
ઘડી એક મોડો ઉગજે, મારો પીયુ મીલાવણ હાર. મા૦ ૩
સાહેરી સાગર ઉલટો, રત્ન તણાયાં જાય
કરમહીણુ ભરે મુંઠડા, તેના શંખલે હાથ ભરાય મા૦ ૪
જોબન જાતાં જાણતો, કરતાજ મોઘા મુલ
થોડું થોડું રાખતી, જેમ માલણ રાખે ફુલ. મા૦ ૫
પ્રીતી એસી કીજીએ જેસો જેસો ટંકણખાર
આપ જલે પર રીજવે ભાગ્યાં સાંધે હાડ. મા૦ ૬
મીત્ર મીત્ર સબકુ કહત, તાકી મીત્ર અનેક;
બીપત પડે સો શીર દીએ, એસા જગમાં જવલે એક. મા૦ ૭

### ગરબો ૨ જો

માણીગર આવો, મારે મોહોલે માણીગર આવો,

વ્હાલા શાને લોચન લલચાવો, મારે મોહોલે માણીગર આવો;
ઘણા દીવસની ગવાઉછું જુઠી તે આજ લઈએ લાહાનો, મા. ૧
ના નવ કહેશો ક્યાં કહો મળશો, ફરી અવસર આવે વાર. મા૦ ૨
મન માની મોજે માણશું ફેરી તો નહી ફાવો. મા. ૩
જ્યારે ત્યારે પણ છું તમારી, શીદને તલસાવો. મા. ૪
અમર સુધારસ સુખનો સાગર આજ પીયોને પાવો. મા. ૫
રંક છો દયાના પ્રીતમ, માટે મારો દાવો. મા. ૬

## ગરબી ૩ જી

વાંસલડી વાજે સાંજે આજ વાંસલડી વાજો,
વાટ મારી જુલી માં જાજે, સાંજે આજ વાંસલડી વાજો, ટેક.
જે જેમ કરણુ હોય જે રીતે, તે તો ગીત ગીરા ગાજે સાં. ૧
કોઈને ના કહેશો કદી કોઈ પુછે તો સમ જુગતે ખાજો, સાં. ૨
નંદ જશોદાજી તો છે બહુ ભોળાં, અતીશય વીવેક વ્હાજે સાં. ૩
આપ તો સદા સુખી છો પણ, આજ સુખ મારૂં થાજો સાં, ૪
મારા દોષ ના વીચારશો વાલમ, દીનબંધુ થાજો, સાં. ૫
દયાના પ્રીતમ જાણી દાસી પોતાની પ્રેમનો પ્યા પાજે. સાં. ૬

## ગરબી ૪ થી

ફુલી અલબેલી આવ્યા વ્હાલો, ફુલી અલબેલી,
વિરહે રૂપ નાખ્યું છે રેલી આવ્યા વ્હાલો ફુલી અલબેલી, ટેક
શ્યામ સુંદરનું મુખ નીરખી ગોપીકા થઈ ઘેલી; આ. ૧
વીરહ અગ્નિ ઓલાયો અંતરનો થઈ આનંદની હેલી. આ. ૨
તેમ ફુલી જેમ પામે રંગમહી રત્ન મણી પેહેલી. આ. ૩
મહાલક્ષ્મીને દુર્લભ વસ્તુ તે પ્રેમે થઈ વેલી, આ. ૪
દયાના પ્રીતમજી સંગે રમતાં વાધી પ્રેમની હેલી. આ. ૫

## ગરબી ૫ મી.

ગીરીવરધર ગોપી રૂપ એક ગીરીવરધર ગોપી,
એમ પ્રતીબીંબ સંગ રમે બાળક, એમ લીલા ઓપી. રૂપ. ૧
મથુરામાં મુકીને શ્રી ગોકુળમાં પ્રેમ વેલ રોપી. રૂપ. ૨
વ્રજ વનીતાને વશ થયા વિઠલ વેદ વચને લોપી. રૂપ. ૩
મુક્ત ચીત પ્રેમરસ વા પીધો શું થયું પહેરે ટોપી. રૂપ. ૪
દયાના પ્રભુની લલનાએ મુખ મરડયું તને કામ વાસના કોપી ૫

## સાખીઓ અને શમશાઓ.

મગ મગ જેવડાં મોતીડાં આડા અવળાજ વેહ,
જુવા માબાપના છોરૂવા, તમને આવડે શો સ્નેહ વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા,
સોપારી જેવડું સારંગડું તલનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રત્ન ગળ્યાં એક ધરતી બીજું આભ
વાલા ગોકુળીએ લેઇ ચાલ વાલા ( આંખની કીકી ) ૧૦
ડુંગર ઉપર દેવડી ઉપર કલાયત મોર,
રાજા તારા મહેલમાં મેંતો દીઠું અંધારૂં ઘોર વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૧
વેંત જેવી વરખડી ને ઢાલ જેવું ફુલ,
કાચાં કુમળા ઉતરે તેનું પાકે થાયે મુલ વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( કુંભારનો ચાક ) ૧૨
અંબાતી ગાડાં જોતર્યાં મહીં ભર્યુંછે હીર,
પિયુજી હોય તો મુલવે મારાં ફાટી ગયાં છે ચીર વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૧૩

નગરમાં નાગી ફરે, વનમાં પહેરે ચીર.
તેને તો તમે લાવજો, મારી સગી નણંદના વીર વાલા,
ઓકુળીએ લેઇ ચાલ વાલા, ( સોપારી ) ૧૪
ખંભાત ગાડાં જોતરયાં માંહી ભર્યાં દાંત.
પીયુજી હોય તો મુલવે મને રાતા ચુડાની ખાંત વાલા
ઓકુળીએ લેઇ ચાલ વાલા, ૧૫
ગાય વીયાણી ગાંદરે, વાછરડું વાડામાંય,
દોનારી ઝુલે પારણે, તેનાં છોરૂડાં લશ્કરમાંય વાલા,
ઓકુળીએ લેઈ ચાલ વાલા. ( બંદુક ) ૧૬
આંબલી ઝાડ ચીકણું ટુંકાં ટુંકાં પાન,
પીયુજી બેઠા સભામાં કેમ કરી કરૂં સાન વાલા.
ઓકુળીએ લેઇ ચાલ વાલા. ૧૭
નારી પીટી નર ભયો શુરા પહેલો થાય,
આઠ માસ રણ ભોગવી, નારી થઇ ઘેર જાય વાલા,
ઓકુળીએ લેઇ ચાલ વાલા. ( ગોફણનો ગોળો ) ૧૮
પાટણ દીવા પ્રગટીયો. મેશ પડી મેવાડ;
અંજનારી આબુ વસે, એનો છેલ વસે ગુજરાત વાલા;
ઓકુળીએ લેઈ ચાલ વાલા. ૧૯
પડી પણ ભાંગી નહી, કકડા થયા બેચાર;
વગર પાંખે ઉડી ગઇ, તેનો ચતુર કરોને વીચાર વાલા,
ઓકુળીએ લેઈ ચાલ વાલા. [ તાઢ ] ૨૦
આંબો વાવ્યો દક્ષિણ દેશમાં, ઉગ્યો અમદાવાદ.
ફાલ્યો ફુલ્યો માળવે વેડાયો ઝાલાવાડ વાલા,
ઓકુળીએ લેઈ ચાલ. ૨૧

આઠ કટકે નર નીપજ્યો, દો નારી નર ચાર,
તેમાં બે નપુંસક વસે, તે મેં તજ્યો ભરથાર વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. [ પલંગ ] ૨૨

તનનાં કરૂં ત્રાજવાં, મનનો કરૂં બજાર,
કલ્પનાની કરૂં હાટડી, હું તો વણજ કરૂં વેપાર વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૩

નારીને તો નર ઘણા, ઝાઝા સાથે છે પ્રીત,
નારી પહેલો નર મરે તેવો કોના કુળની રીત વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા ૨૪

જળમાં પેસી ઘર કરે, ઝાઝા જળમાં નહાય
માથું વાઢે મરે નહી, એનો બાલ ખેંચે જીવ જાય.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( ડાંગર ) ૨૫

આંબા ટેંબે મોગરો કોણ રાખું રખવાળ,
પેલો પાડોશી નાપણો, મારો પરણ્યો નાનકડું બાળ વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૬

બાપે જન્મી બાળકી બેટડીએ જન્મ્યો બાપ,
ચતુર નર શમસ્યા કહો, એતો બેની ભલી કે બાપ,
ગોકુળીએ લઇ ચાલ વાલા. [ આંબલી ] ૨૭

ઉંચી ગોરી ઉજળી જળ ભરવાને જાય,
કટિ વાગ્યો પ્રેમનો એ તો ઉભી ઝોકાં ખાય વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા, ૨૮

હરતી ચઢણુ ગઢ રંગન વેસ્યા વલણુ જેણુ,
પીઉ પધારો તેને હાટડે મોકલાવો તેનું તેણુ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (શીંદુર) ૨૯

આંગણે વાવું એલચી સેંચાવુ નાગરવેલ
પરણ્યો હોય તો પાળજે, નીકર મહીયર વળાવી મેલ વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૨૦
ત્રણ સુખને તેર ગજ, સાંભળી ચતુર સુજાણ;
નગ ઉપર નારી ચડે પછે થઇ છે તાણા તાણ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( તરવાયો ) ૨૧
દરીએ મોતી નીપજે નહી મોતીનું મુલ
ભાંગ્યો દાણો નહી મળે, એક મોતીને બીજું મન વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૨

## ગરબીઓ.

ગજલ મગ્ગા શેઠાણી આવ્યો માગ બાગમાંરે એ રાગ.
તને વિસરી વિસરી વિસરી રાજ મને બંસી વગાડી
કાંહાના વિસરી. ૨૦

મુને મુકી ગયા બાળે વશમાંરે
લીધી સુધી ન મારી લવલેશ. મુને૦ ૧
દાસી જાણીને આવે મારા મોહલમાંરે,
વીના છત્રપતી તો નથી ચેન. મુને૦ ૨
મને નીંદ્રા ન આવે સેજે એકલીરે
બીના બાલમ કટે કેશે રેન. મુને૦ ૩
મારા જોબનનાં પુર વહી જાય છેરે;
તમે આવી માણો માહારાજ. મુને૦ ૪
કોઇએ ભરમાવી લીધો મારા છેલને જો,
કીધા ચાંચલ પ્રીતમ તારાં નેણ. મુને૦ ૫

ઓધવ સંદેશો કેહેજો શામનેરે,
વહેલા વળો ત્રીભોવનરાજ. મુને૦ ૬
કરજોડી ઓધવ કહે નાથનેરે,
વહે વ્યાકુળ સદા વ્રજનાર. મુને૦ ૭
એવું સુણીને રાજ પધારીઆરે,
ગોપી આનંદ ઉર અપાર. મુને૦ ૮

મને માયા લગાડી મોહનીરે,
મોહની મોહની મોહની,
રાજ મને માયા લગાડી મોહનીરે. ટેક.
હુંતો હાલુ ચાલુને મને સાંભળેરે,
જોઉ જોઉરે પ્રીતમ તારી વાટ. મને૦૧
વાલો જુમનાની તીરે ચોકલોરે,
ત્યાં તો ખોબલે ઉરાડે નીર. મને૦૨
મુંબાઇ શેહેરનાં તે મોતી વાપરયારે,
તે તો આવ્યાં અમારા દેશ મને૦૩
પાતળોયો હોય તો મુલવેરે,
અલબેલો દરીયા પાર. મને૦૪
કાઠીઆવાડની તે કાંબીઓ વાપરીરે
તે તો આવી અમારા દેશ. મને૦૫
છબીલો હોય તો મુલવેરે,
છોગાળો દરીયા પાર. મને૦૬
સુરત શાહેરના સાળુ વાપરયારે

તે તો આવ્યા અમારા દેશ. મને૦૭
પાતળીઓ હોય તો મુઝનેરે,
શામળીયો દરીયાપાર. મને૦૮
હવે મોહન મથુરથી આવીયારે,
સરવે વસ્તુની વેરત થાય. મને૦૯
તમો નીર્દય નઠોર નંદલાલ છોરે,
કોધાં બાયલ ન લીધી સંભાળ. મને૦૧૦
એવું સુણી પ્રીતમ પધારીયારે,
આવી કીધી છે લીલા લેહેર. મને૦૧૧

## ગરબી દક્ષીણી ભાષાની.

( ગોકુળીએ લેઇ ચાલોરે ઓધવરાજ હમને એ રાગ. )

તમ્હી મીલા વીસરૂ ન શેલારે જાદવ નંદ કૃષ્ણ,
લબાડ વચન માલા દીલારે જાદવ નંદ. ટેક.
ગોષ્ટ વીજેગાચી કોણુલા મી સાંગુ,
યાંચા મી તુમચે પાઇ લાગુરે. જાદવ. ૧
હરીચા વાટ મી અહોનીશ પાહુ,
કૃષ્ણ વીયોગે કુઠે જાઉરે. જાદવ. ૨
દરશન દયા માલા કૃષ્ણ મોરારી,
યા મી તુમાવર વારીરે. જાદવ. ૩
લબાડ શપત તુમી અમચીકા ખાતા,
સવતીચા ધરી જવું ન રહાતારે. જાદવ. ૪
સવતીચા ટોક મીતા પાહયાચી નાહી,
સત્ય સાંગુ અમીસાંઇરે. જાદવ. ૫

અંશે આપકુતી હરી રાધા ધરી આલે,
ઘમાપે સ્વામી પ્રસન ઝાંઉરે. જાદવ. ૬

## ગરબીઓ વ્રજભાષાની.

શામળા હાંડી રહુ કે ઘર જાવુ હાંડી હાંડી કુસળાતુરે
શામળા હાંડી રહુ કે ઘર જાવુ ટેક.
જાગી ઠંડારે મેતા તુમારે આંગણીએ,
સાકર માખણ પાવુરે. સામળા. ૧
વંદ્રાવનની કુંજગલનમાં,
ગોવીંદ પ્રભુના ગુણ ગાવુંરે. શામળા ૨
જળ જુમનામેં પનીયા ભરન ગઇ,
ચેત સુરત લપટાઉરે. શામળા, ૩
સુંદર જળ જુમનાજીકા નીરમળ,
નીત્ય ઉઠી ગંગામાં નહાવુંરે, શામળા. ૪
પુરૂષોતમ પ્રભુકી છબી નીરખત,
ચરણકમળ ચીત લાવુંરે. શામળા. ૫

---

જુલીયાઇ માળા કુંજનકે બનમે,
કુંજનકે બનમે કુંજનકે બનમે બંસી બજાઇ મધુવનમે.
જુલીયાઇ માળા. ટેક.
સ્યામકે ખાતર મેં તો જોગન બન જાઉંગી,
હોય રહી મનકી મનમે. જુલીયાઇ. ૧
જળ જુમનામેં પનીયા ભરન ગઇ
ઢંક લગી અંખીયા ભીતરમાં. જુલીયાઇ. ૨

પુરશોતમ પ્રભુકી છબી નીરખત
મીલ ગયે મોહન બનમે. ઝુલીયાષ૦ ૩

———

છોડી જમનકી અંગીયાકુ અતર લગાકે ચલી, એ રાગ )
અખુભાનકી લલી ગામડીયેમે નેહડા લગાકે ચલી. ટેક.
આનેજી સાનકો મેરી ગલી હઠ રહો લાલજીમે કબકી
ખડી અખુભાન. ૧
હાથમેં છે ગજરા ગુલાબકી છડી,
પાંઉસે ઝાંઝર બજાવતી ચલી. અખુભાન. ૨
આંખો ભરે સુરમે મુખમાં ભરે પાન,
છોટી ઉમર ગુથા મોત સા ગુમાન. અખુભાન. ૩
ભાઇ મીરાં કહે પ્રભુ ધીર ગંભીર,
ગોવાલણીકુ મીલ ગયે જુમનાકે નીર. અખુભાન. ૪
મેરા સઇયાં ગુલાબીકા ફુલ હમારો રંગ કેશરીયા.
જનેકા ગડવા ગંગાજળ પાની,



# ભાગ દશમો.



મેરા પીયો ગુલાબીકા ફુલ પીલાવે રંગ કેશરીયાં. મે૦ ૧
સુનેકી થાળીમે જમવા પીરસું,
મેરા જમે ગુલાબીકા ફુલ જમાવે રંગ કેશરીયાં. મે૦ ૨
ચુન ચુન કળીયાં મેં સેજ બીછાઇ,
મેરા લોટે ગુલાબીકા ફુલ, ઉડાવે રંગ કેશરીયા. મે૦ ૩
ચંદનકી ચાદર ઓઢો મેરે બાલમ,
મેરા ઓઢે ગુલાબીકા ફુલ, ઓઢાવે રગ કેશરીયાં. મે૦ ૪
ઝંઝેરી પાન જસોદી બીડીયાં,
મેરા ચાવે ગુલાબીકા ફુલ, ચલાવે રંગ કેશરીયાં. મે૦ ૫
ભોર ભયા ઓર ચીડીયાં બોલી,
મેરા ભાગે ગુલાબીકા ફુલ, ભગાવે રંગ કેશરીયાં. મે૦ ૬

## સાખીઓ.

આબા રહો બ્રજરાજ, વારૂં છું વાલમ તમને;
ફજેતી આપણુ બેની થાય, માટે જાવાદોની હમને. ટેક.
હમે શાંમો રસ ચાખીયે, છો સમજુ મહારાજ;
અણુ વીચારથી ચાલીએ એમાં નટવર ન રહે લાજ. વા. ૧
વાલા છો વરણાગીઆ, શું કરૂં અબળા નાર;
સાસરીયા કોણુ ગણુ એથી નથી નીસરાતું બહાર. વા. ૨
ઠાકરવાદી નવ કીજીએ વીચારીએ મનમાંહ્ય,

રાંડ તજો રસીયા તમે હવડે આવી ચડશે ચોઢ. વા. ૩
પ્રીત રીત શીખ્યા નથી ચારી જાણો ગાય,
ચતુર નભાવશો નેહ એતો કઠણ્ વાત કહેવાય. વા. ૪
હરી ભટના હરી એ વચન હું સમજી ગઇ સહુ પેર,
વળી સખ્યાએ આવજો મારા મંદિર કરે ઘેર. વા. ૫



મળ્યા મોહન મધુપુર સહચર કરશુ કામણ મુજને
મને વારવા ન દીધું નીર શી કહું વાત આજની તુજને ટેક.
રૂપ રસીક ઘણું છેલનુ ચંચળ નેણ રસાળ,
વાંત કાંઇ ચતુરાઇ થકી આવી ઓચીંતી ઝાળ, સહચર૦ ૧
મગ્નનહુ કરી પુછીયુ શું છે તમારૂં નામ.
કાલે મળજો માનવી મારે તમ સંગાથે છે કામ સૈયર. ૨
ફરી ફરયું ગયા વન ભણી, વાંસલડી છે હાથ.
વ્યાકુળ થઇ વનમાં ફરૂ એમને મળવા થઇ નીરાશ. સૈ. ૩
તુ તેને જઇ ઓળખે માટે મને દેખાડ,
નીતર જીવ મારો જશે તારે જીવાડવી હોયતો જીવાડ. સૈ. ૪
હરી ભટનો હરી વશી રહ્યા રૂદે રૂદે ભરપુર.
ગોપીજી ઠગી ગયો; એના સરખો નહિ કો ચતુર. સૈ ૫



આપી રંગ રંગીલી સેજ મારા સ્વામીજી નીદ્રા કરો નીદ્રા કરો,
મારૂં જોબન બાળે વેષ, મારા સ્વામીજી જરા નીદ્રા કરો નીદ્રા કરો,
મારા છુટા છે શીરના કેશ મારા સ્વામીજી,
તમો દયા લાવો લવલેશ મારા સ્વામીજી. ટેક.
વાદળ ઝબુકે વીજળી, જેવી રણ ઝબુકે તલવાર. મારા૦ ૧

[illegible] મારા મનની, મેંનમાં સમજી રહું;
[illegible] કુવાની કુપમાં, જેમ સમાય છે સહુ. મારા૦ ૧૪
એવું સુણી પ્રીતમ આવીયા, દીધું આલીંગન;
આનંદ રસ ત્યાં નિપજ્યો પોઢ્યા એક પલંગ. મા૦ ૧૫

## લાવણી ૧ લી.

હો નાથ માહરો હાથ કેમ ઝાલો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો,
આજે [illegible] રહીનું મન [illegible] નહી થાઉ;
નહી [illegible] દધીનું દણ મમ હું આઉં
માટે [illegible] વાત વેગળા રેહેજો,
[illegible] તો અળગા રહીને કેહેજો,
તમે [illegible] મોહન મન માનો છો;
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો,
અણીયાળી તારી આંખ ભ્રકુટી ભારી;
મોહીત કરે છે વ્રજને વાંસળી તારી;
પણ હું નથી તેવી સમજી લેજો વાલા,
પણ સરે અર્થ નહીં કાંઇ નંદના લાલા,
જેવા પોતે તેવા સહુને ભાળો છો.
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો,
મુકોને પાલવ ફાટે ચુંદડી મારી;
ફુટશે મહીનું માટ ઘેલા ગીરધારી.
કોમળ આ મારો કર મરડાઇ જાશે;
નંદાશે ખીલેલી [illegible] જોબન બહુ ભારી;
ઓરસ માટપર હાથ ડાલો છો,

શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો.
ફુટશે ચોળીની કસ વાગશે વાલા;
મરડાશે ગાવડી મારી નંદના લાલા,
તમે નંદકુંવરને શી લાજ હું તો લાજુ છું.
કોઇ દેખે દુર્જન લોક તેથી ડરૂં છું.
સ્વામી ગોવર્ધનના પ્રાતે શુ ડોલો છો.
શુ વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો;

## લાવણી ૨ ૭.

કીરતાર કહે હો નાર વાત સાંભળજે
આપીને દધીનું દાણ પછી પરવરજે. ટેક.
ભલુ દેખી તારા જેવી નાર ઠગારી,
આવી સમજાવ આંખે કાજળ સારી;
વળી ટીલડી કીધી ભાલ ગાલપર ટપકી,
ગલામે મોહનમાળ કાળી કંચુકી,
શ્રીકૃષ્ણ કહે તું કહ્યું મારૂં કરજે,
આપી દધીનું દાણ પછી પરવરજે,
હું તોડુ હાર ગળાનો તારો.
જમુનાના ઘાટપર દાવો દાણનો મારો,
તે કારણ નારી મહી તારાં લુટીશું,
આ રૂપ રંગને જોબનનો રસ લઇશુ.
તે પછી રાધીકા કરવું હોય તે કરજે
આપી દધીનું દાણ પછી પરવરજે,
તારૂં મુખડું જોઇને મન હરખે છે મારૂં.

ઉભી રહે છબીલી લાવ માટ ઉતારૂં,
બેમોને શીતળ છાંય સંગ છે સારો,
મેળાપ થશે આ વનમાં તારો મારો.
શુભ શીખ આપે શ્રીકૃષ્ણ કાનપર ધરજે.
આપીને દધીનું દાણ પછી પરવરજે,
ગુલાબી રંગનો સાળુ કસબી કોરે,
તુજ કટિ સિંહના સરખી ચિતડું ચોરે:
પાયે નેપુરને ચાળી રંગ ઘેરો છે.
અણીઆળી તારી આંખ ઝાઝી જેરી છે;
કહે ગોવરધનના નાથ વાત સાંભળજે;
આપીને દધીનું દાણ પછી પછી પરવરજે.

## લાવણી ૩ જી.

એવું સુણી રીસથી બોલી વ્રીજના બાળા,
ચાલોને પાધરા મુકી મનના ચાળા. ટેક.
મારે જાય સાથ મહીયરનો સુખ દેજો,
નય કરો આળ પાસરા રહેજો,
ફુટશે મહીનું માટ દધી ઢોળાશે.
મારી મોહન નવરંગ સાડી ભીંજાશે
મને ડર લાગે દુરીજનનો કાનજી કાળા,
ચાલોને પાધરા મુકી મનના ચાળા;
જાણીને વાત આ નણદલ મારી નડશે,
સાસુની આગળ સાચાં જુઠાં કરશે,
મારી સાસુ દેશે ગાળ આળ ચઢાવે

જાવું છે ચોરીને દાણ બડી ધુતારી.
મેણાંની દેનારી નારી તુજને દેખી,
ઓળખી તું જાત આહિરની હમને પેખી;
છકેલી છેલ તું કરેલ મદની માતી,
બોલે છે ચપળા બોલ નથી લજવાતી.
હું વાત જાણું છુ સરવે અબળા તારી,
જાવું છે ચોરીને દાણ બડી ધુતારી.
શું છેટે છે નારી કેમ નાસે છે,
આ નાનકડાને દેખી કેમ લાગે છે.
કહે કૃષ્ણ કામની આવ કષ્ટ તુજ કાપું,
જે મુખમાંથી બોલે તે લાવી આપું;
અહીં એ રામા રંગ મચ્યો છે ભારી,
જાવું છે ચોરીને દાણ બડી ધુતારી.
કાનાએ ભામા જેમ તેમ સમજાવી,
ઉતારી માટ ગોરસનું પાસ બોલાવી;
હળીમળીને પ્રીતથી બેઠા રંગ રમવાને,
વળી નાખ્યો ગળાપર હાથ દધી જમવાને.
કહે ગોરધનના નાથે રમાડી નારી,
જાવું છે ચોરીને દાણ બડી ધુતારી.



# ભાગ અગીયારમો.



## લગનમાં ગાવાનાં ગીતો.

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કાં'વે સુભદ્રા બેન;
વીરા વહેલા આવજો.
દેવ દુંદાળાને લાવજો, એ છે પારવતીના પુત્ર; વીરા૦
શ્રીકૃષ્ણ બળદેવ બે બાંધવા, પવીત્ર પીતા વાસુદેવ. વીરા૦
પાંચ પાંડવ દાસ તે તમતણા, દનીશ જપે તમારૂં નામ વીરા૦
જગતજનેતા દેવકી ને રોહીણી અંજનાદેવી તમારાં માત;
વીરા વહેલા આવજો
જસોદા ભલા મન ભાવતા, તમ આવે થાશે સુખ ચેન;
વીરા વહેલા આવજો
રાણી રૂકમણી આદી આઠે સતી સતભામાને જાંબુવંતી, વીરા૦
ભીડભંજન તમારી ભાભીઓ સોળ સહસ્ર એકસોને આઠ,
વીરા વહેલા આવજો
કંચ જેઠ દેયરીઆને કોડ ઘણા, તમે ભવતારણ ભગવાન,
વીરા વહેલા આવજો
સાથે જાદવ સઘળાને લાવજો, બીજી ઉતમ વરણ અનેક;
વીરા વહેલા આવજો
વેદ વાચંતા વીપ્રને લાવજો, બીજો સર્વે કુટુંબ પરીવાર. વી.

થોડું લખ્યું ઘણું કરી વાંચજો, પ્રભુ નોધારાના આધાર  વી.
કૃતીદ્રષ્ટીએ વેલા પધારજો, શેષનાગ ન પામે પાર.  વીર વે.

## ગીત બીજું—જાગનાં.

વાડીમાં રેલછેલ મોગરો;

મને આપોરે માતારે કોદાળી,
હું તો મોગરો રોપવા જાઉરે રંનાદેવ.  વાડી૦
મને આપોરે માતારે ગડુલો,
હું તો મોગરો સીંચવા જાઉરે રંનાદેવ.  વાડી૦
મને આપોરે માતા ટોપલી,
હું તો મોગરો વેડવા જાઉરે રંનાદેવ  વાડી૦

## ગીત ૩ જું.

પાન ફુલે ભરાવી છે છાબ તો અગરચંદન ભર્યા ઓરડારે,
જમાડોરે વહુ નવી વહુના કંથ રાણી રાંદલને કરે આરતીરે.
આરતી અવસરે હોયરે રંનાદેવ પેહેલા પોરની આરતીરે,
પાન ફુલે ભરાવી છે છાબ તો અગરચંદન ભર્યા ઓરડારે.
જમાડોરે વહુ નવી વહુના કંથ, રાણી રાંદેલ કરે આરતીરે;
આરતી અવસરે હોયરે રંનાદેવ બીજા પોહોરની આરતીરે.
પાન ફુલે ભરાવી છે છાબ તો અગરચંદનના ભર્યા ઓરડારે,
જમાડોરે વહુ નવી વહુના કંથ, રાણી રાંદલને કરે આરતીરે.
આરતી અવસરે હોયરે રંનાદેવ બીજા પોહોરની આરતીરે,
પાન ફુલે ભરાવી છે છાબ તો અગરચંદનના ભર્યા ઓરડારે.
જમાડોરે વહુ નવી વહુના કંથ, રાણી રાંદલને કરે આરતીરે,
આરતી અવસરે હોયરે રંનાદેવ ત્રીસરા પહોરની આરતીરે.

પાન ફુલ ભરાવી છે છાબ તો અગરચંદનના ભર્યા ઓરડારે
જગાડોરે નણુ નણદી વહુના કંથ રાણી રાંદલને કરે આરતીરે,
આરતી અવસરે હોયરે રંનાદેવ ચોથતા પહોરની આરતીરે.

## ગીત ૪ થું.

ડુંગર ઉપર ઉગીયા વાંસ એરે વાંસનો વીજળલોરે ઘડીયો
માણેક મોતીને હીરલે જડાએ એરે વીજણલો ચાહત ઢળાયો
હરખ્યારે ચાહત પુછેરે વાત, કહો રાણી રાંદલ કયા હોડયા ઘાટ,
નથુભાઇને ઘેર જમીયા જાગ વહુરે નણદી વહુએ હોડયા ઘાટ.
ઘાટ હોરાડીને લાગ્યા પાય, ભલેરે પધાર્યા રાણી રાંદલ માય,
ઉઠયારે રાંદલ દેરે આશીશ જીવો નથુભાઇ કોડ વરીશ.

## ગીત ૫ મું.

કરોડ ઉનગ હોયરે પચાસ આશાપુરીરે એના કુટુંબ પરીવાર
મારેરે આંગણે કુંધરે ખણાવ્યાં ધુંઘટ સમાણાં પાણીરે રંનાદેવ
પાબડીવાળા નાવારે બેઠાં, નથુભાઇની ઘર નારરે રંનાદેવ,
સોઇ રંગ તોઇ રંગ લાલ કસુંબો મથુરામાં મોંઘો વેચાયરે રંનાદેવ.
ઝીણાં કાંતણીયાં ને આખા પાતળીયા. ખડબુચાં ઝોલાયરે; રંનાદેવ.
મારેરે આંગણે કુઇરે ખણાવ્યાં, ધુંઘટ સમાણા પાણીરે રંનાદેવ.
બાટડીવાળાં નાવારે બેઠાં નથુભાઇની ઘરનારરે રંનાદેવ.
સોઇ રંગ તોઇ રંગ લાલ કસુંબો મથુરામાં મોંઘો વેચાયરે. રંનાદેવ.
ઝીણા કાંતણીયા ને આખા પાતળીયા ખડબુચા ઝોલાયરે. રંનાદેવ.

## ગીત ૬ ઠું.

પેલેરા પેડી કંકુએ ભરિયો,
જય રાણી રાંદલ આગળ ફરિયો;

માવડીયો ભાગોને મેળુલારે,
હું વણઝારી દાસ તમારી.
નવલાખ પોઠી શ્રીફળ ભરીયો.
જઈ રાણી રાંદલ આગળ ધરીયો, માવડી હું વના ન મા.
ત્રીજાની પોઠી. ખારેક ભરીયો
જઈ રાણી રાંદલ આગળ ધરીયો માવડી હું વના ન મા
ચોથારે પોઠી ફ્રફળે ભરીયો.
જઈ રાણી રાંદલ આગળ ધરીયો, માવડી હું વના ન મા.
વેચી ન જાણું સાટી ન જાણું,
નવ લાખ પોઠી એકલડી હંકારૂં

## ગીત ૭ મું.

નગારે સંજાએ નીસર્યા દન ક્યાં જઈ વસશો. १
[illegible] મારા મા[illegible], વસીનું પરોનરની પાળે. २
ગામનું ન નથુભાઈને આંગડે, જે મીઠા બોલી નાર. ३
[illegible] બોલે ને મન મીસે, ન[illegible] લાગે છે [illegible] ४
[illegible] જાગીન શું માગીયા પ્રથુવીના રાજ. ५
[illegible] એવાતન ઘાટડો માગ્યા પુત્ર પરીવાર. ६

## ગીત ૮ મું.

રંદલ માને. સ્વદરોય સારંભનો, રહિલ પુજા કોણે કરીગ; १
નથુભાઈનેરે ઘેર નવા વહુ તો, રહિલ પુજા તેણે કરી.

## માંડવાનું ગીત ૯ મું.

મારો માંડવો મોગરે છાયોને નેત્ર ઓછાડીઓરે,
મારે માંડવે કેળાનો થંભ આ શો રૂડો માંડવોરે;

આરે માંડવે કોણ કોણ આવ્યું કોણ કોણ આવશેરે.
હું તો જોઉં મારા કીકાભાઈની વાટ જેને આવે રંગ રહેશેરે
આરે માંડવે મોતીલાલ આવ્યા હીરાલાલ આવશેરે.
હું તો જોઉં મારા માણેકલાલની વાટ જેને આવે રંગ રહેશેરે
આરે માંડવે કંઈ વહુ આવ્યાં કંઈ વહુ આવશેરે,
હું તો જોઉં મારી કંકુ વહુની વાટ જેને આવે રંગ રહેશેરે,
આરે અંબાબહુ વાવ્યાં જીવકોર વહુ આવશેરે;
હું તો જોઉં મારી ઇચ્છા વહુની વાટ જેને આવે રંગ રહેશેરે.

## ગીત ૧૦ મું

ઉંચા મંડપ મોલ રચાવો, મેં તો કોડે મંડપ માંડીયારે
મંડપ ઉપર જાજમો પથરાવો, મેં તો કોડે પગરણુ માંડીયારે
જાજમ ઉપર બાજઠીયા ઢળાવો, મેં તો કોડે પગરણુ માંડીયારે
બાજઠ ઉપર બાજીઓ ઢળાવો, મેં તો કોડે પગરણુ માંડીયારે
બાજી ઉપર પરવળીના પાસા મેં તો કોડે પગરણુ માંડીયારે
રમશે રમશે રાજ પીપળીના રાજા, મેં તો કોડે પગરણુ માંડીયારે
સામા રમશે નાનાભાઈ દેસાઇ, મેં તો કોડે પગરણુ માંડીયારે
હાર્યા હાર્યા રાજપીપળાના રાજા, મેં તો કોડે પગરણુ માંડીયારે
જીત્યા જીત્યા નાનાભાઈ દેશાઇ, મેં તો કોડે પગરણુ માંડીયારે
જીત્યા ઉપર નોબતો વગડાવો, મેં તો કોડે પગરણુ માંડીયારે
હાર્યા ઉપર ગધેડાં ભુંકાવો, મેં તો કોડે પગરણુ માંડીયારે.

## ગીત ૧૧ મું.

-સુરજ ઉગ્યોરે કેવડીયાની ફણસે કે ઢોલેણાં ભલે વાયારે,
સુના જાગોરે વસુદેવના નંદ કે ઢોલેણાં ભલે વાયારે;

રામ જાગેરે જાગે મહુ દેવ કે વ્હાણેલાં ભલે વાયાંરે;
લેજો લેજોરે પીતળના લોટા કે વ્હાણેલાં ભલે વાયાંરે;
દાતણ કરજોરે તુળસીને ક્યારે કે વ્હાણેલાં ભલે વાયાંરે.
મુખ ધોજોરે પામરીઓના છેડે કે વ્હાણેલાં ભલે વાયાંરે
લેજોરે લેજોરે શ્રીરામનાં નામ કે વ્હાણેલાં ભલે વાયાંરે;
સુરજ ઉગ્યારે કેવડાયાની ફણસે કે વ્હાણેલાં ભલે વાયાંરે
સુતા જાગોને પારંની વહુના કંથ કે વ્હાણેલાં ભલે વાયાંરે
રામ જાગોરે જાગો સહુ દેવ કે વ્હાણેલાં ભલે વાયાંરે,
લેજો લેજોરે અધવાના લોટા કે વ્હાણેલાં ભલે વાયાંરે;
દાતણ કરજોરે ઉકરડાની ટોચ કે વ્હાણેલાં ભલે વાયાંરે.
તમે લેજોરે તમારા બાપનું નામ કે વ્હાણેલાં ભલે વાયાંરે.

## ગીત ૧૨ મું.

કોણે મારાં આંગણાં સમારીયાંરે,
કોણે પુર્યા મોતી કેરા ચોક મારાં આંગણાં રળીયામણાંરે,
કોણે મારા સામા તોડા ધોળીયારે
કોણે લખાયા હંસને મોર, મારા તોડા રળીયામણાંરે
ડાહ્યાભાઇએ આંગણાં સમારીયાંરે,
મોતીબહેને પુર્યા મોતી ચોક, મારાં આંગણાં રળીયામણાંરે,
લલ્લુભાઇએ સામા તો ધોળીયારે,
સુરી બહેને લખીયા હંસને મોર, મારા તોડા રળીયામણાંરે.

## ગીત ૧૩ મું.

આવો માણસ બેસો બેસણેરે
કહો તમારી વાડીઓનાં મુલ, માલણ રાણી એમ ભણેરે

લાખ એ લાખે મારા મોગરોરે,
અધલાખે ચાંપલીયાનો છોડ — માલણ રાણી૦
લાખ ખરચીને લોને લાલજીરે.
ઘાડકડારે મુઝાજીને કા ૪ — માલણ રા ણી૦

## ગીત ૧૪ મુ

[illegible] લીલા વાંસ વડાવો તેની રતન ગાગીગો ઘડાવો.
[illegible]પલી મોતીલાલ [illegible] હાથમા [illegible] ગો;
મોતીલાલ [illegible] થઇ ઘેર આવે.
મારી ગંગા [illegible]ને ન [illegible] સ્વા[illegible] કર્યા લાગી [illegible],
મારી તારે [illegible] ગરબ[illegible] ગાડયાં, પાછલી રાતના [illegible],
ઓરાદીયામાં પાણી ભરાવ્યાં. [illegible] વાગે [illegible]:
અરે બપોરે [illegible] કુકાવ્યાં.

## ગીત ૧૫ મુ

ઉગતા સુરજની રજ ખરીરે
એનીરે રજેરે કોઇ શ્રીકૃષ્ણ પડીયારે.
અતી ગોરારે અતી કુટડારે — ૧
હું તો તમને પુછું મારા હેતકીજી વણજારારે.
તમે કેમ શ્રીકૃષ્ણ જોયાને. — ૨
ઘડીએ એ ઘડીએ ઘડીયાળી વાગેરે,
પ્હોરે એ પ્હોરે જાય આરતીરે. — ૩
આરતડીરે કરો દેવકીજીની કુખરે;
એની કુખેરે શ્રીકૃષ્ણ જનમ્યારે. — ૪

ઓરડીઓ ઉભા ને પરસાળે અજવાળારે,
કુળને અજવાળ્યાંરે વાસુદેવ તણાંરે ૫
ઊગતા સુરજની રજ ખરીરે,
એનાં તો કાંઈ સુરજ ગાજી વડીયારે.
અતીને ગે ગાવે ભતી કુંટારે. ૬
હું તો તમને પુછું મારા રૂક્ષ્મણી વણજારાર,
તમે કેમ મજીઆજી વાવીયારે ૭
વડીએ ગે નકીઓ માડી ગાં વાગેરે,
પહેરે ગે પહેરે જરા ગારતીરે, ૮
ખારતડીએ મોગ રૂક્ષ્મણી કુંવરે,
કોની ડોરે સુરજ ગાજી વાવીયા, ૯
ઓરડે ઉભાને પરસાળે અજવાળારે,
કુળને અજવાળ્યાંરે વાસુદેવ તણાં, ૧૦

## ગીત ૧૬ મુ

ઉંચી ઉંચી મેડી મારાં સસરે ચીણાતાં; તો પાડોસે
નણદી વસેરે; ૧
વીરાની મેડીએ રૂડા કાચ ઢળાવું;
તો ત્યાંને ઢાળીરે ભમર ઢોલીયો ૨
ત્યાં ચડી પોઢાડે મારો માડીનો જાયો.
તો વાયે ઢોળે ભાભી ફુલડારે ૩
તો વાળે ઢોળતા ભાભી ગોઠડીએ ગોઠયાં,
તો નણદીને પાડોસે ન રાખીએરે, ૪
દીકું અણદીઠું નણદી સર્વસ્ત માગે;

તો નિત્ય ઉઠીને ક્યાંથી આપીએરે. ૫

ઘરનો ધણીઆણી તમે એવું શું બોલો,
તે બહેન વીના વીવાહ કોણ માલશેરે. ૬

મોતી સોપારી મારી પાડોસણને આપું;
તો તે મારે અહીંયા માલશેરે. ૭
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો;
તો બહેન વીના ગણેશ કોણ પુજશેરે. ૮

ચોખાને લાડુ મારી ગોરાણીને આપુ,
તો તે મારે ગણેશ પુજશેરે. ૯

ઘરની વહુઆરૂ તમે રાંધીને સીધું,
તો જમવાને જશે મારી બેનડીરે. ૧૦

ઘરની વહુઆરૂ તમે પાણીડાં જાઓ,
તો બારાએ તે બેશે મારી બેનડીરે. ૧૧

ઘરની વહુઆરૂ તમે હેરાને ફેરા,
તો પકવાનને ઓરડે મારી બેનડીરે, ૧૨
ખાસડુ ખંખેરૂ ગોરી ધણીએક આવે,
તો રૂપૈયા ઉછાળુ બેની ના મળેરે. ૧૩
માડી જાયા તુને દેઉંરે આશીષ;
તો સાતેને દીકરા હીડજો મલપતારે. ૧૪
વ્હેવણુની જાઇ તુંને દેઉ આશીશ,
તો શાને શોક આસુ ઢાળજેરે. ૧૫

સોવરાવેશ જમણે હાથેરે ગુજરમાળીરે,
ઊંડારે કુવો જગ ભર્યોરે ઇંટ વળ્યો સેવાળ,
ગીરધર્યો એ ઇચ્છા વહુને આગ્રે કે ગુજરમાળીરે,
જમતાં મનમુખભાગ્ય આભર્યા વનમાળીરે.
આવ્યો છે કાંચળી માંય કે ગુજરમાળીરે.
સારી સભામાં પડી ગયા વનમાળીરે;
અધેડી થઇ છે ફજેત કે ગુજરમાળીરે.

## ગીત ૧૯ મુ

જીરે આજ મેં તો અડદા પર્વત નોતર્યારે;
અડદા તમે તો મારે પાપડ વણવા જોગ,
મારે સજન મેળાવો જો મળ્યોરે,
જીરે આજ મેં તો ચોળા પર્વત નોતર્યારે,
ચોળા તમે તો મારે વડીઓ મુકવા જોગ,
મારે સજન મેળાવો જો મળ્યોરે,
જીરે આજ મેં તો ઘઉંવા પર્વત નોતર્યારે;
ઘઉંવા તમે તો મારે કંસાર કરવા જોગરે,
મારે સજન મેળાવો જો મળ્યોરે,
જીરે આજ મેં તો મગ પર્વત નોતર્યારે,
મગ તમે તો મારે પીઠી કરવા જોગ,
મારે સજન મેળાવો જો મળ્યોરે.

## ગીત ૨૦ મુ

સોનાનો શંખ હીરે જડયોરે,
શંખનું નામ ના જાણું પીવાડ વૈર આવશેરે,

ચંભનું નામ મોતીલાલ વીવાહ ઘેર આપણેરે,
સોનાનો ગજ હીરા જડયોરે,
કોશીરાણીયાનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે,
રાણીરાણીયા નામ ઝવેરભાઇ વીવાહ ઘેર આપણેરે,
લાંબી લેખણે લેખાં લખેરે,
લેખાવટીયા નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે.
લેખાવટીયા ઘીસતભાઇ વીવાહ ઘેર આપણેરે.
સાંગામાંચીએ બેઠા પુન્ય કરેરે,
પુન્યવંતાનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે,
પુન્યવંતા નવલભાઇ નામ વીવાહ ઘેર આપણેરે.
ઓરડામાં લક્ષ્મી વાસો વસેરે,
લક્ષ્મીનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે.
લક્ષ્મીનું નામ કાશી વહુ વીવાહ ઘેર આપણેરે,
બન્ને તે કોથળી સોને ભરીરે;
નાણાવટીયા નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે;
નાણાવટીયા માણેકલાલ નામ વીવાહ ઘેર આપણેરે;
હાથમાં પાટીઓ ભણીરે,
નીશાળીયાનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે.
નીશાળીયા ભીખાભાઇ નામ વીવાહ ઘેર આપણેરે,
લાંબી પરસાળે બાળક રમેરે,
બાળકનું નામ ન જાણું, વીવાહ ઘેર આપણેરે;
બાળકનું સુરજબેન નામ વીવાહ ઘેર આપણેરે;
વાવાને બેડે પાણી ભરેરે;

પાણીઆરીનું નામ ન જાણું તીલક ઘેર આપણેરે;
પાણીઆરીનું પરસન વહુ નામ તીલક ઘેર આપણેરે.

## ગીત ૨૧ મું

પાગે પાવડીઆને કેસરીઆ વાઘા,
કાને સોનાની લહેરોરે કોઇ વરધ વધાવો,
એટલે રણછોડરાય શીમાડે આવ્યા.
શીમાડે જલ ઢળાવોરે, કોઇ વરધ વધાવો.
એટલે રણછોડરાય ભાગોળે આવ્યા:
ભાગોળે ભેરગા વગડાવોરે કોઇ વરધ વધાવો
એટલે રણછોડરાય ચકટડે આવ્યા,
ચકટડે ચમર ઢળાવોરે કોઇ વરધ વધાવો
એટલે રણછોડરાય જાનીવાસે આવ્યા,
ફૂલવા સાગને હાથેરે કોઇ વરધ વધાવો.
એટલે રણછોડરાય ખડકીએ આવ્યા,
ખડકીના ખખડાવ્યાં કમાડરે કોઇ વરધ વધાવો.
એટલે રણછોડરાય તોરણે આવ્યા.
પુખણા સાસુને હાથેરે કોઇ વરધ વધાવો.
એટલે રણછોડરાય માયરામાં આવ્યા:
મામાજી કન્યા પધરાવોરે કોઇ વરધ વધાવો.

## ગીત ૨૨ મું

ગોતરડા ઉતારોરે ગોરજી વહુ માગે છે સવઇયો ગોરજી;
વહુનો ભાઇ ભવઇયો ગોરજી, વહુ માગે છે રોકડા ગોરજી.
વહુનો બાપ બોકડો ગોરજી, વહુ માગે છે આરશી ગોરજી;

વહુનો બાપ પારશી ગોરજી, વહુ માગે છે બદામ ગોરજી,
વહુનો બાપ હજામ ગોરજી, ઇત્યાદી.

## ગીત ૨૩ મું

મહુંવાની વેળા ગોરી રીસાઇ બેઠાં, સસરો મનાવે તો મનાઉં;
ઓ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે,
કહો તો વહુઆરૂ તમને ઘુઘરીઓ ઘડાવું તનમનીએ રતન જડાવું.
ઓ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે.

---

લાડણો પાન ચાવેને રસ ઢોળે, લાડણો તો વળી વળી પાછુ જુવે;
જાણે મારા બાપા સાથે આવે, જાણે મારા સસરાનો રંગ રાખે.
લાડણો પાન ચાવેને રસ ઢોળે, લાડણો તો વળી વળી પાછું જુવે;
જાણે મારી માડી સાથે આવે, જાણે મારી સાસુનો રંગ રાખે
લાડણો પાન ચાવેને રસ ઢોળે, લાડણો તો વળી વળી પાછું જુવે;
જાણે મારા વીરા સાથે આવે, જાણે મારા સાળાનો રંગ રાખે.

## ગીત ૨૪ મું

ઘોડી તારા મુખડે રતન જડાવ્યાંરે બાઇ,
રતન જડયાંરે ઝંકવાન શેરો અજબ બનીરે બાઇ,
વર બાપા તે વર બાપા કોણ સરાય કહેવાયરે બાઇ,
જાન સુંહાણી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ.
વર બાપા તે વર બાપા આત્મારામ કહેવાયરે બાઇ,
જાન સુહાણી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ.
ઘોડી તારે મુખડે રતન જડયાંરે બાઇ,
રતન જડયાંરે શેરો અજબ બનીરે બાઇ.
વરમાડી તે વરમાડી કોણ બાઇ કહેવાયરે બાઇ,

જાન સુંઢાણી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ;
વરમાડી તે વરમાડી છવકોર બાઇ કહેવાયરે બાઇ,
જાન સુંઢાણી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ.

## ગીત ૨૫ મું

લીલી ઘોડીને પીળા ચાબખા ઘોડી ઘણું ગાજે,
લીલડાં જડીત પલાણ વહેવાણ મારી છંદે નાચે;
છંદે છુદાવ્યાંરે છુંદડાં ઘોડા પણ ગાજે,
હોંસે રંગાવ્યા કાળા દાંત, વહેવાણ મારી છંદે નાચે
ઘોડી ચ્હડી જ્યાવર સંચર્યા ઘોડી ઘણું ગાજે,
મોહી રહ્યા ચારે દેવ વહેવાણ છંદે નાચે;
પહેલેને વિશ્વનાથ મોહી રહ્યા, ઘોડી ઘણું ગાજે,
ગયામાં ગદાધર દેવ, વહેવાણ મારી છંદે નાચે.
ચોથલે મહાકાળેશ્વર દેવ, વહેવાણ મારી છંદે નાચે
ચારોએ મળીને શું કીધાં ઘોડી ઘણું ગાજે.

## ગીત ૨૬ મું

કુંવર હેલો દેઇને ઘોડે ચડીયા તારા વેરીને ધ્રાસકા પડીયા:
કુંવર દહીના ગોરસ ખાટાં, ત્હારાના વેરીનાં હઇડાં ફાટયાં.
કુંવર દહીના ગોરસ મીઠાં, ત્હારા વ્હાલાએ અચરત દીઠાં;
કુંવર ખુંચે છે અસરો ને મસરો, જોવા આવ્યા તે સાસુને સસરો
કુંવર ખુંપ તે જડી આરે ખાપ, સાજનમાં સોહાયે જ્યા વર બાપ.
કુંવર ખુંપે તો જડીયારે હીરા. જાનમાં સોહાયે જ્યા વરના વીરા;
કુંવર ઘોડે છે ફુલની પાતર, તારૂ સભા સાતુરે સાજન
કુંવર ઘોડે છે ફુલની વાડી ફરે દીવો ઝાલે જ્યાવરની માડી;
કુંવર ઘોડા પાછળ કામધેન રથે બેસે જ્યાવરની બ્હેન.

## ગીત ૨૭ મું

બનો ઉમલ્યો ઉમલ્યો આવે છે, બનો લંકાગઢ વાણુ પુરાવે છે.
બનો બેનડી ઝાલ ઘડાવે છે, બનો ઉમલ્યો ઉમલ્યો આવે છે.
બનો સુરનગઢ વાણુ પુરાવે છે, બનો ત્યાં થકી સોની તેડાવે છે.
બનો બેનડીની ઝાલ ઘડાવે છે, બનો ઉમલ્યો ઉમલ્યો આવે છે.
બનો ભરૂચગઢ વાણુ પુરાવે છે, અને ત્યાં થકી જડીઆ તેડાવે છે.
બનો બેનડીની ઝાલ જડાવે છે, બનો ઉમલ્યો ઉમલ્યો આવે છે
બનો અમદાવાદ વાણુ પુરાવે છે, તે તો ત્યાં થકી પટવા તેડાવે છે
બનો બેનડીની ઝાલ ગંઠાવે છે, તે તો ઉમલ્યો ઉમલ્યો આવે છે
બનો નગરીમાં ધુમ મચાવે છે, બનો ઉંઘતા લોક જગાડે છે.

## ગીત ૨૮ મું

હારે બના મેરી ગલી મત આવો, મોતીલાલ બના છજેકી
બેઠક છોડદો.
હારે બના છોડદોરે દીલ ખોલ દો. હારે બના મેરી૦
હારે બના લંકાગઢ વ્હાણુ પુરાવીએ
હારે બના ત્યાંથકી સોનાં અણાવીએ,
હારે બના બેનડીની ઝાલ ઘડાવો મોતીલાલ બના છજે
હારે બના હડમચગઢ વહાણુ પુરાવીએ,
હારે બના ત્યાં થકી હીરા અણાવીએ,
હારે બના બેનડીની ઝાલ જડાવો, મોતીલાલ બના છોજે.
હારે બના સીંધડગઢ વ્હાણુ પુરાવીએ;
હારે બના ત્યાં થકી મોતી અણાવીએ;
હારે બનો બેનડીનો ઝાલ ઘડાવેરે, મોતીલાલ બના છજે.

## ગીત ૨૯ મું

હરિ બના કિન્તે બતાઇ તુને મેરી ગલીયાં,
મેરી ગલીયારે ગુલાબી છડીયાં, હરિ બના કિન્તે.
હરિ બના સીનાનો તેરા લાલ બનોયા
લાલ બનીયારે ગુલાબ બનાયા, હરિ બના કિન્તે
હરિ બના હોઠ તો તેરા લાલ બનીયા;
હરિ બનીયારે ગુલાબ બનીયા હરિ બના કિન્તે.
હરિ બના મોજાં તો તેરા લાલ બનીયાં;
લાલ બનીયારે ગુલાલ બનીયાં. હરિ બના કિન્તે

## ગીત ૩૦ મું.

એક લીલા તે લીલી લીલડી
એક લીલુડાં જડીત્ર પલાણ્યુ રે જગલીલડી,
મારા સોવ ઘોડાને બસે હાથી મા,
મારા હાથી દેખીને વેવાઇ બી ગયો;
મારી કેમ કરી રહેશે લાજરે જગ લીલડી
મારા કીયા ભાઇએ સાનમાં સમજાવીયા,
મારા લલુભાઇએ સાનમાં સમજાવીયા,
તમારી અમેરી રાખીશુ લાજરે જગલીલડી

## ગીત ૩૧ મું.

આજ મારૂં વાજીંત્ર કરે ઝમકાર તો જેમર વાગેને સાંજન નળેરે
વાગતું ગાજતુ પોળમાં પેઠું તાંબરે વેવાઇના ઘર ક્યાં છે રે.
ઉપલા અવાસને નીચલા દરવાજા ત્યાં મોતીજડયાં તોરણુ બારણેરે
ચોકમાં ચંપો પરસાળે નાગરવેલ તો સરીખા દીવા ઝળવાળાવારે.

સાત દીકરડા તુ જણુ મોરી ગોરી તો જેમ દ્રવ્ય ખરચે ને વધેરે
એક દીકરડી તુ જણુ મોરી ગોરી તો સાજન જમાડુ ઘર આપણેરે
બારે માહેરામાં આપીરે બેટી, તો માડીએ આપી જોટડીરે
રાસ રચ્યુ બેનને સાસરે આપો તો બેંસ દોવા તાંબડી રે
ચીરના ચંદરવા જાદરના ગલેચા, તો સાખલી બંદરના ચોરસારે
બુરાનપુરી ગોરી વીજાપુરી સાડી તો નચારે નગરના વાડકારે
ત્રાંબાના તકીયા પીતળના અખાળીયા તો નચીરે સુખડના પાટલારે;
એટલું લઈ બેન સાસરેરે જાજે, તો લાજ વધારજે આપણીરે
મારા નરલા વેવાઈ તને વીનવું, તારી સાંકડી શેરી તળાવને;
મારૂં મોટાનું સાજન આવશે, તારા ઉકરડા દેખીને લાજશે.
તારાં છૈયાં છોકરાંને મારશે, તારાં ઘરડાં બુઢાંને હાટશે;
તને નફટને નહિ લાજરે, તને નીરલજને શું કહીએરે.

---

વર તો મધુરે મેંગાળો વર તો મધુરે મ્યાનો;
કોડે વર [illegible] જુવે વારે નગારાં વાગે ધીમે ધીમે.
વર તો માનાડાના શેરી વચ્ચે સંચર્યોરે;
વરને ઉતરીયો નગાવતાં લાગી [illegible] નગારાં વાગે ધીમે ધીમે
વર તો માળીડાની શેરી વચ્ચે સંચર્યોરે.
વરને ખુપ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે;
વર તો ગાંધીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
વરને શ્રીફળ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે.
વર તો ડોશીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
વરને સરબંધ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે.

વર તો તંબોળીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
વરને પાન વસાવવાં લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે.

ઇત્યાદી.

## ગીત ૩૨ મું

શેરો શેરી ઘુઘરડા વાગે છે કોઇ ઉમરાવજાદો આવે છે;
કોઈ જાણુ પીછાણુ કરો પેલા નવલા જવાઇને જાણુ કરો.
પેલા કોડીલા વેહેવાઇને જાણુ કરો તારા શેરી છે સુગાળી,
તારી ઘર ઘણીઆણી કાળીરે મારી જાનમાં આવ્યા મોટા.
વેહેવણ જળ ભરી લાવો લોટારે; વેહેવણ લેજોરે કંકાવટી.
તારે બારણે આવ્યો નાણાવટી વેહેવાણ લેજોરે સોપારી,
તારે બારણે આવ્યો વેપારી વેહેવણ લેજોરે સુપડલુ;
તારા ભવનુ ને માગ્યું દુખડલુ તારા ગુંજાની પછાડે ગારોરે,
તારે દીકરી જણ્યાનો વારોન, તારા ચુલા પાછળ ઈંટરે;
તારે રીકરી જણ્યાની રીતરે, તુતો દીકરી જણી જણી થાકીરે,
આંબા કેરીની પેઠે પાકીરે.

## ગીત ૩૩ મું.

સુરત શેહેરે વસે એક સોનીરે સોની ઘડજો લાકડાની પોંચીરે,
એની પોંચીએ ઝાઝા હીરારે પોંચી લાવે લાકડાના વીરારે;
બાજુબંધની સરખી પોંચીરે મુંબાઇ શેહેર વસે એક જડીઓરે,
જડીયા જડજો એક લાકડાની પોંચીરે એની પોંચીએ ઝાઝા આંબારે
પોંચી લાવે લાકડાના મામારે બાજુબંધના સરખી પોંચીરે,
ભરૂચ શેહેર વસે એક પટવોરે પટવા ગંઠ લાકડાની પોંચીરે;
એની પોંચીએ ઝાઝી બાપરે, પોંચી લાવે લાકડાના બાપરે;

બાજુબંધના સરખી પોચીરે, અમદાવાદ વસે એક ઝવેરીરે,
ઝવેરી પારખ લાડકડાની પોચીરે એની પોચીએ ઝાઝાં મોતીરે.
પોચી લાવે લાડકડાની આથીરે બાજુબંધના સરખી પોચીરે,
ત્યાં તો નવરંગ માંડવા રચીઆરે ત્યાંનો નટવર ચઢીયા ઘોડેરે,
વરકન્યા પરણીને ઉઠ્યારે.



# ભાગ બારમો

રાગ ધનાશ્રી.

સનમુખ શ્રીજી દેખાય હો સજની સનમુખ શ્રીજી૦ ટેક.
લક્ષ્મી બાગમાં વૈષ્ણવની સાથે, તાળી બજાવીને ગાય;
હો સજની૦ ૧
પુષ્પતણા શણગાર સજીને, જુગતીબંધ જણાય; હો સજની૦ ૨
બાજની નવલણ છબી નિરખતાં; આનંદ ઉર ના સમાય;
હો સજની૦ ૩
શ્રીજી મંબધી સીતળ થાય વાયુ ધીમે ધીમે વાય·
હો સજની૦ ૪
જન્મ ધરીને જેણે શ્રીજી ના નીરખ્યા, ધીક પડયો અવતાર,
હો સજની૦ ૫
ચાલે દયાળુમાં રાજની ચાલે, મલક મલક મુખ થાય;
હો સજની૦ ૬
પ્રેમાનંદ કહે છે દાસ હરીનો; ચરણકમલ ચીત થાય
હો સજની૦ ૭

## રાગપુનમચાંદની.

સખીઓ ચાલો તો જઇએ, શ્રીજી શહેરમારે
નવનીત લાલજી બીરાજે સુખપાલમારે
ગોવરધન નાથજી બીરાજે મોટી મહેરમારે ટેક.
પહેલા દરશન મંગળા સમય સાંભળોરે સખીઓ ૧
બીજા સણગારૂ વાલે બહુ પ્યારે સખીઓ ૨
ત્રીજા દરશન ગોવાળ બાલ ખેલનારે સખીઓ ૩
ચોથા દરશન રૂડાં રાજભોગનારે
નીત્ય નોતન નવીન સામગ્રી આરોગતારે સખીઓ ૪
પાંચમા દરશન ઉત્થાપન દરખીઆરે
શંખ વાગ્યોને વઇશ્નવ થયા ઉતાવળાર
ભીડ ભારીને વઇશ્નવ થયા ઉતાવળાર સખીઓ ૫
છઠ્ઠા દરશન ભોગ સમયના સાંભળોરે
દરશન કરીને હરખ્યાં મનોરખીઆરે. સખીઓ ૬
સાતમા દરસન સેન સમયના સાંભળોરે
નાથ નાથ આરતી ઉતારે ગુસાંઇજીરે સખીઓ ૭

## ગરબી.

સાંભળરે તું સજની મારી રજની ક્યાં રમીઆવીજી,
પરસેવો તને ક્યાં વળ્યો, તારી ભમર ક્યાં ભીંજાણી
સાચુ બોલોજી. ૧
વનમાં હું તો ભુલી પડીને, અતીશે મુંઝાણીજી;
પરસેવો ત્યાં વળ્યો મોરી ભમર ત્યાં ભીંજાણી. સાચુ માનોજી
કાલે મેં તારી વેણ ગુંથીતી, છુટી કેમ વિખરાણીજી

તારૂણી તારા તનમાં વળી કામબાણ ક્યા વાગ્યા. સા. ૧૫
મધુરાં વાક્ય પોપટ બોલ્યો, તેને જઈ મેં ઝાલ્યોજી;
ચંચળ ચાંચ મારીને વળતો તતક્ષણ ત્યાંથી ચાલ્યો. સા. મા. ૧૬
શ્યામસુંદર તને મળ્યા દીસે છે તે અંગે તું પસરાઈજી;
જે જે પુછું તેનો ઉત્તર આપે અવધી તુજ ચતુરાઈ. મા ૧૭
જે માટે હરી મળ્યા હોય, તે માટે ન જાણીજી;
આજ માટે હરી મળ્યા હોય તે, મહેલો તેરા સગા ખાણી. ગા મા ૧૮
મારે એવી પ્રતિજ્ઞા. જે પર પુરૂષ બાપજી;
દાસ દયાના સ્વામીને ભજતાં ભવની ભાવટ જાય. મા. ૧૯

## ગરબી.

શ્યામ લક્ષણા રહો હું કહું શું શિખામણ લ્યો માનીજી.
આગળ જાતાં મુજ શ્રવણે, વાત કહી સીદ છાની ડાપણ રાખોજી
અવળી અબળા અવળું શું બોલો, જાતાં સીધી વાટજી
કરણફુલ તારૂં નવીન દેખી સહેજ અમે જોયો ઘાટ. ડહાપણ૦ ૨
કરણફુલ જોયું તે શું કહોછો અવર કોઈ કેમ માનેજી;
પુરૂષને શું કામ આ સંગે, સમજાવો છો કોને ડહાપણ. ૩
જેના મનમાં કપટ હોય તે કપટતણી ગત જાણે જી;
જાતાં જાતાં થયું શું તાહરે જે આડી વાત વખાણે. ૪
તમો છાની રહે. સાધુછો હું જાણું સાચું બોલો છો વેણજી;
સાધુપણાની સાખું પુરે છે નાચતાં બહુ નેણ ડહાપણ. ૫
નાચતાં બહુ નાચતાં તે મેં શું શીદ દીધુંજી;
જેવા છે તેવા અમ પાસે કહે તારૂં શું લીધું સુબદ્ધું. ૬
વહાલા મારૂંતો સરવસ લીધું હું અબળા કહેતી વાણીરે;

તન મન ધન લુટીને લીધું હવે શું ગ્રાઝું લેશો કહાપણ. ૭
હું તો બાળક કંઇ ના સમજુ કેવું હોય તન મનજી;
કયમ કર્યો તેં મુજને મોહોટો એમ જુગજીવન સુ ૮
તમો નંદકુંવર મેં નીરખ્યા, ન્હાના ગુણ મોહોટા ગંભીરજી;
વડા વેણુથી વાતો પીડે જેમ ન્હાનો ન વકતી કહાપણ. ૯
કાયર થઇને એમ કહે છે વાત સુખની વખાણેજી;
નાવઠ ખાંત તણી શત ન્યારી તું એમ દીઠે કયમ જાણે સુ. ૧૦
દાસદયાના પ્રભુ દૃખ રખે ધરતા, હું દુરીજન માટે કહું છું;
એ મુખડાને કાજે ફરી હું બોલ લેઇના સહુ છું કહાપણ. ૧૧

## ગરબી.

સમે સમો તમે સમજો નહીં, કરતા હીંડો આળજી;
લોક શું જાણે ટેવ પડી છે મુકે માથે આળ પેર ન જાણોજી. ૧
પરનારી સાંભળતાં મુને શી કરો છો સાદજી;
આપણ બેને બોલતાં દેખી મારો પરણ્યો કરેછે વિખવાદ. પેર૦૨
આરા આંગણુંના સામા આવીને શાને કીધી શાનજી;
મારી નણુદી મરમનાં વચન બોલી ભાભી જાઓ તેડે છે કાન. પે૦૩
આતુર જનોતો દીઠા અતી પણ તમથી આડો આંકજી;
કહેવા સરખું આપણ કરીએ તો દુરીજનનો શો વાંક. પેર૦ ૪
ગોળ પોતાનો પોતે ખાઇએ કરીએ દીઠો અણદીઠોજી;
પ્રગટ બજારે ખાતા શું લાગે છે અતી મોઠો પેર. ૫
વે દહાડાની પ્રીત બંધાણી તે દહાડેથી મરશે વળગીજી;
કહે દયા પ્રભુનાં મનમાં હું નથી તમથી અળગી. પેર૦ ૬



